## પ્રો. મોહનલાલ પ. દવેનાં

### પુસ્તકો

સાહિત્યકળા ૧-૦-૦

કાવ્યકળા ૧-૮-૦

વીરપૂજા ૧-૮-૦



## પ્રો. વ્યોમેશચન્દ્ર પાઠકજીનાં

### પુસ્તકો

જીવતી જુલિયેટ ૧-૦-૦

વહેમી ૦-૮-૦

સંવાદો ૧-૦-૦

પરાગ ૧-૦-૦



## શ્રી. જયમનગૌરી પાઠકજીનું

### પુસ્તક

તેજછાયા ૧-૪-૦

# પ્રસ્તાવના

આ સંગ્રહમાં પહેલો લેખ 'ગ્રન્થવિવેચનનું સાહિત્ય' એ નામનો છે, તે ઉપરથી પુસ્તકનું નામ પણ 'ગ્રન્થવિવેચન' એ પ્રમાણે રાખવું એવી ધારણા હતી. પાછળથી એ નામમાં બે વાંધા જણાયા. એક તો એ કે નામ લગાર વધારે લાંબું પડે છે. બીજો વાંધો એનાથી વધારે મહત્ત્વનો હતો, અને તે એ કે એમાં જે વિવેચન આપવામાં આવ્યું છે તે ગ્રન્થોનું જ છે એમ નથી. આ કારણથી હું, મારાં પત્ની, અને મારી ત્રણ પુત્રીઓના નાનકડા કુટુમ્બસંમેલને સર્વાનુમતે ઠરાવ્યું કે પુસ્તકનું નામ 'ગ્રન્થવિવેચન' નહીં, પણ 'વિવેચન' એટલું જ રાખવું. એ ઠરાવને અનુસરીને એ નામ વડે આ પુસ્તકને આજે અંકિત કરવામાં આવે છે.

ગ્રન્થવિવેચન જેવા મહત્ત્વના વિષય પર ગંભીર અને વિસ્તૃત ચર્ચા કરવાનો 'ગ્રન્થાવલોકનકળા' જેવા હાસ્યરસના લેખમાં ઝાઝો અવકાશ નહોતો. આ સંગ્રહના પહેલા લેખમાં એવી ચર્ચા થોડી ઘણી કરવામાં આવી છે. ત્યાર પછી 'સુરતના ત્રણ નબાઓ,' 'સ્મરણસંહિતા' વગેરે વિષે કેટલુંક વિવેચન છે. વિવેચનના વિષયો તો અનુક્રમણિકામાં આપ્યા છે, એટલે એ વિષયોમાં કંઈ કંઈ વિવિધતા છે એટલું જ કહેવાનું મારે અહીં પ્રાપ્ત થાય છે.

ખપાટિયા ચકલા, સુરત
તા. ૧૨-૯-૧૯૪૧

મોહનલાલ પાર્વતીશંકર દવે

# અનુક્રમણિકા

કાવ્યો, નાટકો, અને સંવાદો, નવલકથાઓ અને વાર્તાઓ, જીવનચરિત્રો અને આત્મકથાઓ, ઇતિહાસો અને પ્રવાસવર્ણનો—એ સાહિત્યનાં જૂદાં જૂદાં અંગો લઈને પ્રત્યેકનાં લક્ષણ શાં શાં છે, પ્રત્યેકમાં શા શા ગુણદોષ હોઈ શકે, અને પ્રત્યેક સ્વરૂપમાં રચાયલી રચના ઉપર કેવી કેવી રીતે વિવેચન થઈ શકે તે વિષે ચોક્કસ અને સર્વમાન્ય નિયમો સ્થાપિત થઈ શકે એમ નથી, અને હોય તોપણ તેમ કરવાનો આ લેખનો હેતુ નથી. ગ્રન્થાવલોકન અથવા ટીકા એ શું છે, અવલોકનકાર અથવા ટીકાકાર કેવો હોવો જોઈએ, અવલોકન અથવા ટીકાનું કામ એણે કેવી રીતે કરવું જોઈએ, અને કેવી રચના ઉપર ટીકા થવી જરૂરની છે તે વિષે સામાન્ય ચર્ચા કરવાનોજ આ લેખનો ઉદ્દેશ છે.

પોતાની કલ્પનાના બળ વડે રચાયલી કૃતિમાં, કાલ્પનિક સૃષ્ટિમાં ઉદ્‌ભવેલાં પાત્રોના જૂદા જૂદા સ્વભાવ આલેખવામાં, જૂદા જૂદા પ્રસંગો ચીતરવામાં, હૃદયના ઉંડા ભાવો પ્રકટ કરવામાં, નાના પ્રકારનાં વર્ણનો આપવામાં, જૂદા જૂદા રસનું મિશ્રણ કરવામાં, પ્રમાણ અને શક્યતાના નિયમો જાળવવામાં જેવી અને જેટલી કુશળતા અને કળા જરૂરની છે તેવી અને તેટલી કુશળતા કે કળા તે તે કૃતિ ઉપર વિવેચન કરવામાં જરૂરની નથી; અને વિવેચન કરનારમાં તેવી કુશળતા હોય છે પણ કવચિતજ. ભોજનના રસિયાને રસોઇ કરતાં આવડતું હોયજ એમ નથી હોતું; અભિનય-કળા પર ગ્રન્થ લખનારને અભિનય કરતાં આવડતું હોયજ એમ નથી હોતું; સંગીતશાસ્ત્રની વિસ્તૃત ચર્ચા કરનારને સારૂં ગાતાં આવડતું હોયજ એમ નથી હોતું; અમુક ચિત્ર સારૂં છે કે નઠારૂં એ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈ શકનારને જાતે ચીતરતાં આવડતું હોયજ એમ નથી હોતું; ન્યાયાધીશનાં કર્તવ્ય બજાવવામાં જે કુશળ હોય તે પક્ષકારના કામમાં પણ તેટલો કુશળ હોયજ એમ નથી હોતું; તેજ પ્રમાણે અમુક કૃતિના ગુણદોષની પરીક્ષા કરનારને એનાથી ઊતરતા પ્રકારની પણ સ્વતંત્ર કૃતિ જાતે રચતાં આવડતું હોયજ એમ નથી હોતું, અને તેજ પ્રમાણે ગ્રન્થાવલોકન કેવી રીતે થવું જોઈએ તે વિષે ચર્ચા કરનારને જાતે ગ્રન્થાવલોકન કરતાં આવડતું હોયજ એમ પણ નથી હોતું.

છતાં સારાં ગ્રન્થાવલોકનો, તેમજ સારાં ગ્રન્થાવલોકનો કેવી રીતે થઈ શકે તે વિષે સવિસ્તર ચર્ચા, એ ઉભયની

સાહિત્યના વિકાસ અર્થે આવશ્યકતા છે. મનુષ્યની વાણી અને મનુષ્યનું વર્તન તે તેના વિચારને અનુસરતું હોય છે. જેવા વિચાર તેવી વાણી, અને જેવી વાણી તેવું વર્તન. અનેક જાતના છળભેદો અને અનેક પ્રકારનાં અસત્યો છતાં આ સામાન્ય કુદરતી નિયમ વિશ્વમાંથી નષ્ટ થયો નથી, અને થવાનો સંભવ પણ નથી. જેમ વિચાર વધારે સંગીન તેમ વાણી વધારે બળવાન્ અને વર્તન વધારે મક્કમ હોય છે. ગ્રન્થાવલોકન કેવાં હોવાં જોઇએ તે વિષે જેમ વધારે વિચાર થાય તેમ તેની ચર્ચા વધારે રસભરી બને છે અને પરિણામે અવલોકનો પણ વધારે પ્રૌઢ, સંગીન, અસરકારક અને ઉપયોગી લખાય છે.

પણ કોઈ કહેશે કે "સારાં કે નઠારાં અવલોકનોની જરૂરજ શી છે? ગ્રન્થ સારો હોય છતાં અવલોકનકાર તેની વિરુદ્ધ ટીકા કરે તેથી તે વંચાયા વિના રહેતો નથી, અને ગ્રન્થ નઠારો હોય છતાં અવલોકનકાર તેને છાપરે ચઢાવે તેથી તે લોકપ્રિય થતો નથી. કયા પ્રતિષ્ઠિત લેખકની પ્રતિષ્ઠાને ટીકાકારના ખડખડાટથી હાનિ પહોંચી છે? ટીકાકારની ટીકાથી સાહિત્યના વિકાસક્રમમાં કંઈ પણ મોટો ફેરફાર થતો નથી, એથી સાહિત્યને કંઈ પણ સંગીન લાભ મળતો નથી, એટલુંજ નહીં પણ ઉલટી અનેક પ્રકારે હાનિ થાય છે. ટીકાકારો મોટે ભાગે અજ્ઞાન અને દ્વેષી હોય છે. તેઓનો ધંધો બીજાનાં પુસ્તકોના દોષ જોવાનોજ હોય છે. સારામાં સારા કહેવાતા ટીકાકારો પણ દોષ જોવાનું કામ કર્યા વિના રહેતા નથી. પોતે જાતે લખી શકે નહીં

ત્યારે બીજાના લેખ ઉપર ટીકા કરવાનું કામ તેઓ માથે લે છે. સંસારવ્યવહારમાં જેને કશો કામધંધો ન જડતો હોય તે બીજા લોકોના વર્તન ઉપર ટીકા કરવા મંડી પડે છે, તેમ સાહિત્યમાં જેને બીજું કશું લખવાનું ન જડતું હોય તે બીજાના લેખ ઉપર ટીકા કરવાનું કામ લઈ બેસે છે. મોટે ભાગે કીર્તિ મેળવવાના લોભથીજ તેઓ એ કામ ઉપાડે છે. સાહિત્યના રામરાજ્યમાં એવા અધમ અને આપમતલબી દલાલોની જરૂર નથી. લેખક અને વાચકની આડે આવવાનો તેઓને હક નથી, અને આડે આવવાને તેઓ લાયક નથી. સામાન્ય વ્યવહારમાં પણ આપણે જોઈએ છિયે કે જે માણસ બીજાને મોઢે ચઢીને ગાળ દે છે અથવા તેની નિન્દા કરે છે તે કદી આબરૂદાર ગણાતો નથી, તો ગ્રન્થકાર જેવા સરસ્વતીના ઉપાસકને માટે જેમ ફાવે તેમ જાહેરમાં લવનારો ટીકાકાર શા માટે આબરૂદાર ગણાવો જોઇએ?

"અવલોકનસાહિત્ય બીનજરૂરનું છે, એટલુંજ નહીં પણ એથી અનેક પ્રકારની હાનિ થાય છે. અનેક સુપ્રસિદ્ધ સાક્ષરોને ઉત્તેજન આપવાને બદલે ટીકાકારોએ તેમનાં ઉત્સાહી હૃદયને ખિન્ન બનાવ્યાં છે, એટલુંજ નહીં પણ ટીકાની તીક્ષ્ણ ધારા વડે તેમનાં હૃદય વીંધી નાંખ્યાં છે અને તેમને ગાંડા અથવા મરણતોલ બનાવી મૂક્યા છે. લોકો તેમને ચ્હાય તેના કરતાં તેમનાથી બ્હીતા રહે એમ તેઓ ઇચ્છે છે, અને ગમે તેવી અસભ્ય વાણીમાં કોઈ પ્રતિષ્ઠિત પુરુષ ઉપર જેમાં હુમલો કરવામાં આવ્યો

હોય તેવી ટીકાઓ વધારે વંચાતી હોવાથી તેમ કરવામાં તેઓ આનન્દ માને છે. બેકન, જહોન્સન, સ્વિફ્ટ, પોપ, લૅન્ડૉર, વર્ડ્ઝવર્થ, સાઉધી, કાર્લાઈલ એવા અનેક ગ્રન્થકારોએ ટીકાકારની વિરુદ્ધ અભિપ્રાય આપ્યા છે, અને ટીકાકારની ઝેરી કડવાશનો સ્વાદ તેઓમાંના ઘણા ખરાએ ચાખ્યો છે. ભવભૂતિ જેવા કુશળ કવિને પણ કહેવું પડ્યું છે કે:—

'यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥'

(સ્ત્રીઓની તેમજ વાણીની સાધુતા વિષે લોકોની વૃત્તિ દુર્જનના જેવીજ હોય છે.)

અને ટીકાકારોનાં કડવાં વચનથી કંટાળેલા એના ટેકીલા હૃદયમાંથી એવા ઉદ્ગારો નીકળ્યા છે કે :—

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥
(છે કો સમાન મમ કે પછી કોઈ થાશે;
પૃથ્વી વિશાળ વળી કાલ અનન્ત ભાસે.)

"ઘણી વાર ગ્રન્થકાર અને ટીકાકારની વચ્ચે સાહિત્યના નામને એબ લગાડે એવા પ્રકારનાં લખાણો થાય છે, અને ઘણી વાર તો એવાં વાગ્યુદ્ધથીજ ન અટકતાં શસ્ત્રયુદ્ધ સુધી વાત પહોંચી ગયેલી અને ન્યાયમંદિરોમાં પણ બદનક્ષીના કેસ ચાલેલા એ સુપ્રસિદ્ધ છે. જેનિંગ્સના "Curiosities of Criticism" નામના પુસ્તકમાં એવાં અનેક સાક્ષરયુદ્ધો વિસ્તારથી રસભર વર્ણવાયાં છે, તે પરથી ટીકાકારોથી થતી નૈતિક અવનતિનો ખ્યાલ આવી શકશે.

"એ પ્રમાણે અવલોકનસાહિત્યથી જનસમાજની નીતિમાં ઘણી શિથિલતા આવી જાય છે, અને સાહિત્ય-પ્રદેશમાં જોઈએ તેવી પ્રીતિ સચવાવાને બદલે ઉલટુંજ પરિણામ આવીને ઊભું રહે છે; તે ઉપરાંત, ટીકાકારોની ટીકાથી વાચક વર્ગને પારકાના અભિપ્રાય ઉપર આધાર રાખવાની ટેવ પડે છે તેથી તેઓની સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ ખીલી શકતી નથી, અને તેઓનાં મગજ સુસ્ત અને આળસુ બની જાય છે. વળી, એક મન્દ મતિનો ટીકાકાર જે ખોટા વિચાર સમાજમાં દાખલ કરે છે તે તેનાથી વધારે મન્દ મતિનો ટીકાકાર પોતે સ્વીકારે છે, અને તેને વધારે પ્રસિદ્ધિમાં આણે છે. એ પ્રમાણે સાહિત્ય વિષે ખોટા ખ્યાલો સમાજમાં ઘુસી જવાથી સારા નરસા લેખોની પરીક્ષાનું ધોરણ ઘણું કઢંગું બની જાય છે અને સાહિત્યને એથી અનેક રીતે ખમવું પડે છે.

"એ સઘળાં કારણોને લીધે અવલોકનસાહિત્ય જરૂરનું નથી, એટલુંજ નહીં પણ એથી મનુષ્યની પ્રીતિ, નીતિ અને બુદ્ધિમાં શિથિલતા આવતી હોવાથી અને એથી સાહિત્યપ્રવૃત્તિમાં ખોટી રૂઢિઓ દાખલ થતી હોવાથી અવલોકનસાહિત્ય અનેક રીતે નુકસાનકારક છે, માટે એવું સાહિત્ય ન હોય તેજ વધારે ઈષ્ટ છે."

આ વિચારોમાં કંઈ પણ સત્ય નથી એમ કહેવાશે નહીં. જે બીજું કંઈ ન લખી શકે તે 'અવલોકન' લખે એવી સ્થિતિ થવાથી સાહિત્યને તેમજ સમાજને અનેક પ્રકારની હાનિ થાય છે એ નિઃસંશય છે. એક બાળકના

હાથમાં ભરેલી બંદુક મૂકી હોય તે જેવી જોખમભરેલી થઈ પડે છે તેવી રીતે બીનઅનુભવી ટીકાકારોના હાથમાં આવેલી લેખની પણ જોખમભરેલી થઈ પડે છે. સરકસમાં છૂટી ગયેલો વાઘ જનસમૂહમાં જેમ ત્રાસ વર્તાવી મૂકે છે તેવીજ રીતે અજ્ઞાન, અકુશળ, અભિમાની, કે આડંબરવાળા ટીકાકારોના હાથમાં આવેલી લેખનકળા સાહિત્યના પવિત્ર ક્ષેત્રમાં ત્રાસ વર્તાવી મૂકે છે. પ્રચંડ બળવાળા દાનવો ઋષિમુનિઓના પવિત્ર યજ્ઞની વેદિ ઉપર ધસી આવીને યજ્ઞમાં જેમ ભંગાણ પડાવતા, તેમ આ દુષ્ટ જનો પોતાનું ટીકાકાર તરીકેનું બળ સાહિત્યના શુદ્ધ યજ્ઞમાં ભંગાણ પડાવવામાંજ વાપરે છે. પણ અમુક વસ્તુનો દુરૂપયોગ થતો હોય તેથી તે વસ્તુ હોવીજ ન જોઇએ એમ આપણાથી કહી શકાય નહીં. લગ્નથી એક મનુષ્ય બીજા મનુષ્યને લગભગ દાસત્વની સ્થિતિમાં આણે છે, પણ તેથી લગ્નજ થવાં ન જોઇએ એમ કહી શકાય નહીં; અવિભક્ત કુટુમ્બમાં કેટલીક વાર અનેક જાતના કલેશો અને કંકાસો આપણા જોવામાં આવે છે, પણ તેથી અવિભક્ત કુટુમ્બની સંસ્થાજ આપણા દેશમાંથી કાઢી નાંખવી જોઈએ એમ કહી શકાય નહીં; વિધવાઓને અનેક પ્રકારનાં દુઃખોમાં રીબાતી આપણે જોઇએ છિયે અને અનાચારમાં કેટલીક વાર ફસાતી આપણે સાંભળીએ છિયે, પણ તેથી બધી વિધવાઓને પરણાવવીજ જોઇએ એમ કહી શકાય નહીં; દેવમંદિરમાં કે પ્રાર્થનામંદિરમાં અનેક મિશ્ર હેતુથી માણસોને જતા આપણે જોઇએ છિયે, પણ તેથી એ મંદિરો તોડી પાડવાં જોઇએ એમ કહી શકાય નહીં; યાત્રાના સ્થળમાં અનેક

પ્રકારની મૂર્ખતા, દંભ, અને અનીતિ ક્વચિત્ ક્વચિત્ આપણા જોવામાં આવે છે, પણ તેથી યાત્રાઓ થવીજ ન જોઇએ એમ કહી શકાય નહીં; બ્રિટિશ રાજ્યના અમલ દરમ્યાન આપણા કેટલાક મનોરથો મનમાં ને મનમાંજ રહે છે, પણ તેથી આપણે બ્રિટિશ રાજ્યથી સંપૂર્ણ સ્વતંત્ર થવાને તૈયાર થઈ ચૂકયા છિયે એમ કહી શકાય નહીં; તેવીજ રીતે અવલોકનસાહિત્યનો ઘણો દુરુપયોગ થાય છે તેથી અવલોકનસાહિત્યજ ન હોવું જોઇએ એમ કહી શકાય નહીં.

એ સાહિત્યના દુરુપયોગથી જે હાનિ થાય છે તેજ બતાવી આપે છે કે એ સાહિત્ય કેટલું બળવાન છે. ટીકાકારના હાથમાં જે શસ્ત્ર છે તે ઘણું જબરૂં છે. એ શસ્ત્રનો ઉપયોગ લેખકના હૃદયને વીંધી નાંખવામાં ન કરવામાં આવે, ઉપલકિયા વાચકો તરફથી વાહ વાહ મેળવવાની ક્ષુલ્લક વૃત્તિ ન રાખવામાં આવે, યોગ્યતા મેળવ્યા બાદ રાગદ્વેષથી વિમુક્ત રહીને સાહિત્યવિષયક ચર્ચા ચલાવવામાં આવે, અમુક મર્યાદામાં રહીને સાહિત્ય-સેવાના ઉદાર હેતુથીજ ટીકાઓ કરવામાં આવે તો તેથી સાહિત્યને તેમજ સમાજને અનેક પ્રકારે સંગીન લાભ મળ્યા વિના રહે નહીં અને સારા સાહિત્યનો વિકાસ પણ ઘણી ત્વરાથી થાય. વિવેચનસાહિત્ય જ્યાં કેળવાયલું છે એવા દેશોમાં વિવેચનકારોએ જેવી તેવી સેવા બજાવી નથી. ગ્રીસમાં ઍરિસ્ટોટલે, જર્મનીમાં લેસિંગ અને શિલરે, ફ્રાન્સમાં સેઇન્ટ બીવે, અને પ્રાચીન હિન્દુસ્તાનના સુવિખ્યાત સાહિત્યકારોએ પોતપોતાના ક્ષેત્રમાં જેવી સંગીન સાહિત્ય-

ચર્ચા કીધી હતી તેવીજ ઇંગ્લાંડમાં ડ્રાઇડન, જહૉન્સન, હ્યૂમ, શૅફ્ટસ્બરી, બર્ક, કોલરિજ, આર્નોલ્ડ, રસ્કિન, અને લેસ્લી સ્ટીવને અંગ્રેજી સાહિત્યમાં કીધી છે, અને તેવીજ આપણા રંક દેશના રંક સાહિત્યમાં નવલરામપ્રભૃતિ સમર્થ સાક્ષરોએ યથાશક્તિ યથામતિ કીધી છે.

સારા ટીકાકારોએ અનેક અજ્ઞાત લેખકોને પ્રસિદ્ધિમાં આણ્યા છે, તેઓની પ્રથમ કૃતિઓ પર સ્નેહપૂર્વક અને મીઠાશથી વિવેચન કર્યું છે, તેઓના ગુણદોષ નિખાલસ હૃદયથી બતાવી આપ્યા છે, તેઓની સાહિત્યપ્રવૃત્તિને યોગ્ય દિશા તરફ વાળી છે, તેઓને ઉત્તેજન આપીને વધારે ને વધારે સુન્દર કૃતિઓ રચવાની પ્રેરણા કીધી છે, અને એ કીમતી ગ્રન્થો સાહિત્યરત્નના ભંડારમાં સંભાળથી સચવાઈ રહે એવી સગવડ કરી આપી છે.

ટીકાકારની મદદથીજ પ્રસિદ્ધિમાં આવેલા ગ્રન્થકારોની સંખ્યા કેટલી મોટી છે તેનો નિર્ણય કરવા માટે જોઈએ તેટલાં સાધન આપણી પાસે હોત તો તે ઘણાં ઉપયોગી થઈ પડત. પણ માણસનો સ્વભાવજ એવો છે કે પોતાના ઉપર થયેલા ઉપકાર તે ક્ષણવારમાં ભૂલી જાય છે, પણ પોતાના તરફ જે કંઈ ભૂંડાઈ બતાવાઈ હોય તેનો ડાઘ તેના હૃદયમાંથી કેમે કર્યો ભૂસાતો નથી, અને અનેક વર્ષો પછી પણ પોતાને થયેલું નુકસાન સ્મરણમાંથી ખસતું ન હોવાથી કટુ વાણીમાં વારંવાર તે પોતાના ઊભરા બહાર કાઢે છે, અને એ વાણીને અનુકૂળ વર્તન પણ રાખીને પોતાના આત્માની બળતરા શમાવવાનો સફળ કે નિષ્ફળ

પ્રયત્ન તે આદરે છે. ગ્રન્થકાર તરીકે એક વાર પ્રસિદ્ધિ મેળવ્યા પછી ટીકાકારની મદદ વિના તેની શી સ્થિતિ થાત તે તે ભૂલી જાય છે, અને પોતે પ્રસિદ્ધિમાં આવ્યો તે તો પોતાની યોગ્યતાને લીધેજ એમ તે સમજે છે. આ કારણથી ગ્રન્થકાર અને ટીકાકારની વચ્ચે થયેલી ગેરસમજુતીઓ, ગાળાગાળીઓ, અને મારામારીઓનાં રસિક વૃત્તાન્તો સાહિત્યના ઇતિહાસમાં તેમજ સાક્ષરોનાં જીવનચરિત્રમાં હમેશને માટે જળવાઈ રહ્યાં છે, ત્યારે "વૈદ ગાંધીનાં સહીયારાં" જેવો સ્વાર્થના પાયા પર નહીં પણ નીતિ અને વિદ્વત્તાના પાયા પર રચાયલો લેખક અને ટીકાકારનો યોગ કેવો ફલપ્રદ નીવડ્યો છે તેનો ચોક્કસ નિર્ણય કરવા જેટલાં સાધન આપણને મળી આવતાં નથી. છતાં એટલું તો નક્કી છે કે ટીકાકારના ઉત્તેજન વિના અનેક લેખકો અપ્રસિદ્ધિના અંધકારમાં પડ્યા રહેત, અનેક રચનાઓ અજ્ઞાતતાના આવરણમાં ઢંકાયલી રહેત, અનેક વિચારો અને લાગણીઓ અપ્રકટતાના અભેદ્ય પટમાં વીંટળાયલાં રહેત.

ઉત્તમ લેખકો અને પ્રતિષ્ઠિત સાક્ષરોની વાત જૂદી છે, તેઓને ટીકાકારની પ્રશંસાની ઓછી અપેક્ષા રહે તો તે સ્વાભાવિક છે, પણ ઉત્તમ લેખકની કે પ્રતિષ્ઠિત સાક્ષરની પંક્તિએ પહોંચતાં પહેલાં ટીકાકારની મદદ વિના ચાલી શકે ખરૂં? અનેક વિદ્વાનોને ટીકાકાર તરફ તિરસ્કારની નજરથી જોતા આપણે જોઈએ છિયે, તે છતાં દરેક ગ્રન્થકાર પોતાની કૃતિનાં અવલોકનો જૂદાં જૂદાં પત્રોમાં

આવે તેને માટે ઘણોજ ઉત્સુક હોય છે. લેખકનું પહેલું કામ પોતાનો ગ્રન્થ છપાવવાનું હોય છે તો તેનું બીજું કામ જૂદા જૂદા દૈનિક, સાપ્તાહિક, માસિક, અને ત્રૈમાસિક પત્રોમાં તેનાં અવલોકનો આવે એ જોવાનું હોય છે. પત્રોના અધિકારીમંડળને અવકાશ ન હોય તો પોતે જાતે અવલોકન લખી આપવાને પણ કેટલાક ગ્રન્થકારો તૈયાર હોય છે અને કેટલાક પત્રકારો એવી ઇચ્છા પણ પ્રકટ કરે છે. પોતાની કૃતિ જાણે અસ્તિત્વમાં આવીજ ન હોય એવી રીતે તેની અવગણના કરવામાં આવે તેના કરતાં વિરુદ્ધ ટીકાવાળું અવલોકન પણ આવે તે ગ્રન્થકારો પસંદ કરે છે; કારણ કે, સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ કંઈક અતિશયોક્તિ સાથે કહે છે તેમ તેઓને લાગે છે કે "જે ગ્રન્થ, જે લેખ, જે ઉક્તિ, વિદ્વચ્ચર્ચાને યોગ્ય થઈ તે, યદ્યપિ મતાંતરગ્રસ્ત હોય તથાપિ સાર્થ છે, ધન્ય છે, ઉત્તમ છે, વિશુદ્ધ છે."

અનેક પ્રકારની જાગૃતિના આ સમયમાં હરેક પુસ્તક જાતે વાંચી જોવાની સામાન્ય લોકોને પુરસદ હોતી નથી, ગ્રન્થકારોએ બનાવેલી જૂદી જૂદી વાનીઓનો સ્વાદ કાઢીને તેમાંથી કઈ વધારે સ્વાદિષ્ટ અને આરોગ્યવર્ધક છે તે બતાવનારા મંડળની સામાન્ય વાચકોને ઘણી જરૂર છે. એ ખોટ પૂરી પાડનાર કોઈ ન હોય તો પરિણામ એજ આવે કે ઉત્તમ કૃતિઓની પણ જોઈએ તેવી કદર થાય નહીં, અનેક વાંચવા લાયક રચનાઓ વંચાયા વગરની રહે, સાહિત્યનો જોઈએ તેવો વિકાસ થાય નહીં, લેખક અને

વાચકની રસિકતા કેળવાય નહીં, અને પુસ્તકપરીક્ષાનું ધોરણ છેક હલકું પડી જાય. વિદ્વાન, રસિક, વિચારશીલ, પ્રામાણિક, અને સાત્ત્વિક હૃદયના ટીકાકારોને હાથે પુસ્તકોનાં સારાં અવલોકન થાય એજ એ હાનિમાંથી બચવાનો ઉપાય છે.

ટીકાકારોને પોતાનું કર્તવ્ય બજાવતાં અનેક દોષો પણ બતાવવા પડે તો તે નવાઈ જેવું નથી. સારા લેખકોની કૃતિમાં પણ કેટલીક વાર અનેક દોષો નજરચૂકથી કે અજ્ઞાનથી કે બીજા કોઈ કારણથી આવી જાય છે. એવા દોષો બતાવવા એ તો ટીકાકારોની મોટી ફરજ છે. એ ફરજ બજાવતાં એને શરમાવાનું કંઈ પણ કારણ નથી. સામાન્ય વ્યવહારમાં વિવેકમર્યાદાના જે નિયમો સચવાય છે તેની સાહિત્યના ક્ષેત્રમાં કેવળ અવગણના થવી જોઈએ એમ તો કહેવાશે નહીંજ, પરન્તુ સંસારમાં પણ જે કેટલાક ખોટા ઢોંગ જોવામાં આવે છે તે જરૂરના છે કે નહીં, તેથી લાભ કરતાં વધારે હાનિ થાય છે કે નહીં એ મોટો પ્રશ્ન છે તો સાહિત્યના ઉદાર ક્ષેત્રમાં એવા કૃત્રિમ નિયમોને તો સ્થાનજ ન મળવું જોઈએ એમ લાગ્યા વિના રહેતું નથી. ગ્રન્થકારના કામને માટે યોગ્યતા ન હોય, છતાં ખરી વસ્તુસ્થિતિના અજ્ઞાનને લીધે કોઈ સરલ હૃદયનો લેખક એ દિશામાં ફસાઈ પડતો હોય તો તેને "એ દિશા તારે માટે નથી" એમ સમજાવવું અને બીજા વધારે સારા માર્ગ તરફ તેને વાળવો એમાં કંઈ પણ અઘટિત કૃત્ય થતું નથી, એટલુંજ નહીં પણ એ પ્રમાણે યોગ્ય દિશા બતાવવી

એ એક મોટું ઉપકારનું કામ છે, અને એ કામ જે કરે છે તે સદ્‌ગૃહસ્થ તરીકે એક મોટી ફરજ બજાવે છે એમ કહી શકાય.

દરેક લેખક પુસ્તકો જાતે વાંચીને તે પર સ્વતંત્ર વિચાર બાંધે એ અલબત્ત ઘણું ઇષ્ટ છે, પણ પુસ્તકો ઘણાં હોવાથી દરેક પુસ્તક વાંચવાનું સામાન્ય મનુષ્યથી બની શકતું નથી, અને પુસ્તકો જે કોઈ વાંચે તે સર્વ તેના વિષે મત બાંધી શકે એમ પણ હોતું નથી. એવી સ્થિતિમાં, ખાસ કરીને જ્યારે સામાન્ય જનસમૂહને ગ્રન્થવાચનનો શોખ લાગ્યો નથી તેવા સમયમાં, વિવેચનસાહિત્યની ખાસ જરૂર છે, અને "ન મામા કરતાં કહેણુ મામા સારા" એ કહેવત પ્રમાણે ઉત્તમ વિવેચકોને અભાવે સાધારણ સાક્ષરો તરફથી ગુણદોષપરીક્ષણનો જે દાવો કરે એવું લખાણ લખાય તે અભિનન્દન અને આવકારને પાત્ર છે. પુસ્તકો વિષે કે સાહિત્ય વિષે તરંગી અભિપ્રાયો અપાય તો સાહિત્યને ઘણી હાનિ પહોંચ્યા વગર રહે નહીં, પણ વિદ્વાન વિવેચકોને હાથે સબળ અને પ્રૌઢ વિચારોવાળાં અવલોકનો અને સાહિત્યચર્ચાઓ થાય તો એવા પ્રકારની હાનિ થવાનો સંભવ નથી.

સારાં ગ્રન્થાવલોકનો કુશળ ગ્રન્થકારના હૃદયમાં ઉત્સાહ પ્રેરે છે, નઠારા લેખકોને અણઘટતું ઉત્તેજન મળતાં અટકાવે છે, નવા લેખકોને પ્રસિદ્ધિમાં આણે છે, જનસમૂહમાં વાચનનો શોખ વધારે છે, ગ્રન્થકાર અને વાચક ઉભયની

સહૃદયતાને વિકસાવે છે, અને સાહિત્યના ધોરણને વધારે ઉંચું બનાવે છે. માટે ગ્રન્થવિવેચનનું સાહિત્ય ઘણું ઉપયોગી છે અને એ સાહિત્ય એવું ઉપયોગી હોવાથી એ વિષે વિચાર કરવો ઘણો જરૂરનો છે.

પણ એ વિચાર કરવામાં હરકત ન પડે તે માટે પ્રાચીન અને અર્વાચીન ટીકાકારોની પદ્ધતિમાં શો ભેદ છે અને એ ભેદ હોવાનું કારણ શું છે તે ધ્યાનમાં રાખવું આવશ્યક છે. મલ્લિનાથ જેવા પ્રાચીન ટીકાકારોનો મુખ્ય ઉદ્દેશ ગ્રન્થકારનો આશય સમજાવવાનોજ હતો. જે ગ્રન્થો ઉપર એવા વિદ્વાન ટીકાકારોએ પોતાની ટીકાઓ લખી છે તે પ્રતિષ્ઠિત અને પ્રમાણભૂત હતા. અતિ રસિક રચનાઓનો રસ ઝીલવાને માટે વિસ્તારથી વિવેચન કરવું તેઓને માટે જરૂરનું ન હતું. પુસ્તકોની સંખ્યા ગણી-ગાંઠી હોય ત્યારે તેના ગુણદોષની પરીક્ષા કરનાર મંડળની ઝાઝી જરૂર જણાતી નથી. આ કારણોને લીધે એ ટીકાઓમાં લેખકનો અર્થ સમજાવવા તરફજ વધારે લક્ષ અપાયું હોય છે. એ સમયમાં પણ સર્વ ટીકાકારો મલ્લિનાથ જેવા નહોતા એ રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યના 'સરસ્વતીચંદ્રનું અવલોકન' એ ગ્રન્થના ઉપોદ્ઘાતમાં સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈએ ટાંકેલા શ્લોક પરથી માલમ પડે છે:

दुर्बोधं यदतीव तद्विजहति स्पष्टार्थमित्युक्तिभिः
स्पष्टार्थे त्वतिविस्तृतिं विदधति व्यर्थैः समासादिकैः ।
अस्थानेऽनुपयोगिभिर्बहुतरैर्व्यर्थं भ्रमं तन्वते
श्रोतॄणामिते वस्तुविक्लवकृतः प्रायेण टीकाकृतः ॥

(જે દુર્બોધ હોય તેને "એ તો સ્પષ્ટ છે" એમ કહીને તજી દે છે, ને જે સ્પષ્ટાર્થ હોય તેના ઉપર પંડિતાઈ બતાવવા, નકામા નકામા સમાસાદિના વિગ્રહ સમજાવવાનું ડોળ કરી બહુ ટાહ્યલું વિસ્તારે છે; જ્યાં જરૂર ન હોય તેવે ઠામે કેવળ નિરુપયોગી બહુ બહુ વાતો દાખલ કરી ઉલટો વાંચનારને મિથ્યા ભ્રમ પેદા કરે છે; એમ પ્રાયશઃ ટીકા કરનારા જે શુદ્ધ મૂળ વસ્તુ હોય તેને કેવળ ચૂંથી નાંખે છે.).

એજ પ્રમાણે અર્થ સમજાવવાના ઉદ્દેશથી ટીકાઓ હાલમાં પણ લખાય છે ખરી, અને તેમાં ઘણી વાર ઉપરના શ્લોકોમાં જણાવેલા દોષો દીઠામાં આવે છે પણ ખરા, પણ એવી ટીકાઓ ઉપરાંત એક બીજા પ્રકારના સાહિત્યની આપણને હવે જરૂર પડી છે. હાલના સમયમાં છાપખાનાં વગેરેની સરળતાને લીધે પુસ્તકોની સંખ્યા ઘણી વધી ગઈ છે. ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ એવાં જાતજાતનાં પુસ્તકો લખાવવા માંડ્યાં છે. એવા સમયમાં ઉત્તમ લેખકની ગૂઢ ખુબીઓ પ્રદર્શિત કરવી, મધ્યમ લેખકના ગુણોની કદર કરી તેને દોષોથી મુક્ત થવાની સલાહ આપવી, અને નઠારા લેખોથી સમાજને હાનિ પહોંચે તેટલા માટે તેની સખ્ત શબ્દોમાં ઝાટકણી કરવી એ એટલું તો જરૂરનું થઈ પડ્યું છે કે એ સઘળું કરવા તરફજ વિવેચનકારનું લક્ષ રહે છે, અને એ ગુણદોષની પરીક્ષા જો એ યોગ્ય રીતે કરી શકે તોજ વિવેચનકારનું કર્તવ્ય એણે યોગ્ય રીતે બજાવ્યું એમ કહેવાય.

પણ એથી એમ સમજવાનું નથી કે ટીકાકારનું કામ ઝીણા ઝીણા દોષો તપાસવાનુંજ છે. "A true critic is a collector and distributor of writer's faults" (ખરો વિવેચનકાર તે લેખકના દોષ એકઠા કરનારો અને તેની વહેંચણી કરનારો છે) એ સ્વિફ્ટનું વાક્ય કુવિવેચકનેજ લાગુ પાડી શકાય તેવું છે. એવા વિવેચકોનું વલણ ગાળંગાળી કરીને-હુલ્લડ મચાવીને-પ્રસિદ્ધિમાં આવવા તરફજ હોય છે. ખરી રસિકતાનો લેશ પણ તેઓમાં હોતો નથી. સ્વાર્થને ખાતર કોઈ પ્રતિષ્ઠિત લેખકની ઉત્તમ રચનામાં પણ તેઓ દોષ કલ્પવામાં જરા પણ અચકાતા નથી. એવા વિવેચકોને 'ટીકાકાર' કરતાં 'ટીકાખોર'નું નામ વધારે શોભે છે. ટીકાકારે તો લેખકના ગુણ તરફજ વધારે લક્ષ આપવું જરૂરનું છે. ગ્રન્થકારે અમુક ગ્રન્થ લખ્યો તેથી સાહિત્યને સંગીન લાભ કેટલો થયો તે શોધવાનું એનું કામ છે. એ કામ ગ્રન્થકાર તરફ તેમજ ગ્રન્થના વિષય તરફ પ્રીતિ ન હોય તો બરાબર બની શકે નહીં. એ પ્રીતિની જરૂરને લીધેજ ગ્રન્થપરીક્ષકનું કામ ઘણું અઘરૂં ગણાય છે. જૂદા જૂદા ગ્રન્થોની ખુબીઓ સમજવા માટે ઉંચા પ્રકારની અને સર્વદેશી રસિકતાની જરૂર છે. એ રસિકતાના ગુણ વિના કોઈ પણ ગ્રન્થની યોગ્ય કદર થઈ શકતી નથી. કાર્લાઈલ કહે છે તેમ

"For all right judgment of any man or thing, it is useful, nay it is essential to see his good qualities before pronouncing on his bad. . . .

At all events, it is a much shallower and more ignoble occupation to detect faults than to discover beauties."

(કોઈ પણ મનુષ્ય કે કોઈ પણ વસ્તુ વિષે યોગ્ય અભિપ્રાય બાંધવા માટે તેના દોષ વિષે બોલતાં પહેલાં તેના ગુણ જોવા એ ઉપયોગનું છે, એટલુંજ નહીં પણ આવશ્યક છે........ગમે તેમ હોય પણ ખુબીઓ જોવી તેના કરતાં છિદ્રો શોધવાં એ કામ વધારે હલકટ અને વધારે નીચું છે.)

સાક્ષર શ્રી ગોવર્ધનરામ પણ નવલરામના જીવનચરિત્રમાં એવોજ વિચાર દર્શાવે છે કે ગ્રન્થાવલોકન કરવાનું કામ ગુણની પરીક્ષા કરવાનું છેઃ

"ગ્રન્થના ગુણની પરીક્ષા કરવી, એ ગુણનો જાતે ઉપભોગ કરી આનન્દ અનુભવવો, અને આનન્દ પામવા ગ્રન્થના વાંચનારાઓને સમર્થ કરવા, પોતે સરસ અન્ન જમવું અને બીજાને જમાડવા,–આ આનન્દની ઉજાણી આપવી; એજ ગ્રન્થપરીક્ષકનો અભિલાષ હોય છે, એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષકજ નથી."

એ ગુણની પરીક્ષા કરતાં તેને અંગે જે દોષ નજરે પડે તે અલબત્ત ગ્રન્થપરીક્ષકે બતાવવા જોઇએ એમ એજ લેખક કબૂલ કરે છે, પણ એમનો એવો મજબૂત અભિપ્રાય જણાય છે કે "જ્યાં એકલો દોષ છે તેની પરીક્ષા નથી; જ્યાં ગુણનો અંશ અલ્પ અથવા છૂટો પાડી શકાય એમ નથી તેની પરીક્ષા નિષ્ફળ છે."

આ છેલ્લો વિચાર સંપૂર્ણ રીતે સર્વમાન્ય થશે કે નહીં એ વિષે કંઈક સંશય રહે છે. જે પુસ્તકોમાં દોષજ માત્ર હોય તેના વિષે વિવેચન કરતાં આબરૂદાર ટીકાકારને સ્વાભાવિક રીતે કંટાળો આવે છે, અને મોટે ભાગે એવા ગ્રન્થો પર ટીકા કરવાનું કડવું કામ એવો ટીકાકાર ન કરે એમાં નવાઈ જેવું નથી. પણ અનીતિભરેલાં ચિત્રોથી ઊભરાતી નવલકથાઓ કે બીજી કૃતિઓ ઉપરાછાપરી લખીને અજ્ઞાન વાચકોની નીતિ ભ્રષ્ટ કરે તેવા લેખકોની સખ્તમાં સખ્ત શબ્દોમાં ટીકા કરવામાં જો ન આવે તો તેથી જનસમાજને ઘણી હાનિ પહોંચ્યા વિના રહે નહીં એમ લાગે છે. કોઈ પણ રચનામાં અનીતિમાન્ પાત્રો આવવાંજ ન જોઈએ એમ તો કહેવાશે નહીં. દુનિયામાં અનીતિમાન્ માણસો હોય છે તેવીજ રીતે નાટકોમાં અને નવલકથાઓમાં પણ એવાં પાત્રો હોય તો કંઈ નવાઈ જેવું નથી; કારણ કે નાટકો અને નવલકથાઓમાં પાત્રની સંખ્યા ઘણી મોટી હોય છે અને ઘણાંખરાં નાટકો અને નવલકથાઓનું કામજ એ હોય છે કે દુનિયામાં બને તેવા બનાવોનું આબેહૂબ ચિત્ર આપવું. બેકનના મત પ્રમાણે આ ઈશ્વરની રચેલી સૃષ્ટિમાં સચવાય છે તેના કરતાં કવિની કાલ્પનિક સૃષ્ટિમાં સદ્‌ગુણીને અન્તે સુખ મળે અને દુર્ગુણીને દુઃખ મળે એ નિયમ (Poetic justice) વધારે ચોક્કસ રીતે સચવાવો જોઇએ. પણ તેની સાથે એ નિયમ સાચવવા જતાં અસંભવ કે અશક્યતાનો દોષ પણ આવી જાય નહીં એ કવિએ ધ્યાનમાં રાખવાનું છે. સદ્‌ગુણીને દુઃખ પડે એ પણ હૃદયને પીગળાવીને તેના તરફ માનવૃત્તિ

ઉપજાવવાને ઘણી વાર બસ થાય છે, અને દુર્ગુણી મનુષ્યને થતી આન્તર વ્યથા તે પણ બહારનાં દુઃખ કરતાં કંઈ ઓછી અસરકારક નથી હોતી. જેને એવી આન્તર વ્યથા પણ થતી નથી એવા અતિદુરાચારીના દુર્ગુણનો અતિશયજ માણસને ત્રાસ પમાડવાને ઘણી વાર પૂરતો નીવડે છે, અને તેની સાથે મૂકાયલાં સાધુ અને સરળ હૃદયનાં નાયક, નાયિકા, કે બીજા કોઈ પાત્રના આલેખનથી એ અસર વધારે સચોટ થાય છે. એ વિષે અમુક ચોક્કસ નિયમો બાંધ્યાથી કંઈ પણ લાભ થઈ શકે નહીં, પણ કુશળ નાટકકાર કે નવલકથાકારનું શુદ્ધ હૃદય વાચકના હૃદય ઉપર જોઈતી છાપ પાડવાને માટે જરૂરનું સાધન પોતાની મેળે શોધી શકે છે. ધારેલી અસર કરવામાંજ કુશળ કલાવિધાયકનું ખરેખરૂં મહત્ત્વ રહેલું છે. શેકસપિયરનાં નાટકોમાં એવું મહત્ત્વ સ્થળે સ્થળે આપણને માલમ પડે છે. એથી ઉલટું, હલકો ગ્રન્થકર્તા અનીતિમાન્ પાત્રો દાખલ કરે છે તે એવી રીતે કે તેથી એવાં પાત્રો તરફ આવવો જોઇએ તેટલો કંટાળો આવતો નથી, એટલુંજ નહીં પણ દુર્ગુણના સીધી કે આડકતરી રીતે કરવામાં આવેલા ખોટા બચાવથી હૃદય પર તદ્દન ખોટી અસર થાય છે. એવી રચનાઓ તરફ તો ટીકાકારે સખ્ત શબ્દોમાં પોતાનો તિરસ્કાર બતાવવો એજ એનો ધર્મ છે.

પણ એવા પ્રસંગો તો અપવાદરૂપજ ગણાય. સામાન્ય રીતે આપણે એમ કહી શકીએ કે ટીકાકારનું કામ છિદ્રો શોધવાનું નથી, પણ જે ખુબીઓ ગૂઢ હોય તે જાતે પારખી

બીજાંની પાસે પરખાવવી એ એનો મુખ્ય ધર્મ છે. જે કેવળ તુચ્છ લેખો હોય તેની અવગણના કરવામાં આવે તો તે સ્વાભાવિક છે, અને જો એવા કનિષ્ઠ લેખોથી સમાજમાં નીતિશૈથિલ્ય કે નિર્મર્યાદપણું આવવાનો સંભવ ન હોય તો તેને વિષે વિવેચન કરવાની બીલકુલ આવશ્યકતા પણ નથી. એથી ચઢિયાતા લેખોના ગુણની યોગ્ય કદર કરવામાં આવે તેજ બસ છે. પણ તે સાથે ઉત્તમ અને મધ્યમ લેખોની ગુણપરીક્ષા કરવામાં પણ યોગ્ય માપ રાખવાની જરૂર છે. સઘળાની એકસરખી પ્રશંસા કરવામાં આવે તો તે અવિવેકભર્યું અને અણઘટતુંજ કહેવાય. કેવળ પ્રશંસા-વચન કહેવાં એ ટીકાકારનું કામ નથી. ખરી ખુબી કયાં છે અને શી છે તે વિષે સવિસ્તર ચર્ચા થવી જરૂરની છે. જેમાં માત્ર સારા ગુણોજ નથી, પણ સાથે દોષ પણ છે તેવા લેખના તે તે દોષ પણ સાથે સાથે બતાવવા જોઇએ. પણ એ બતાવતાં સૌજન્યના સામાન્ય નિયમોનું ઉલ્લંઘન થવું જોઈએ નહીં, તેમજ ઉત્તેજનને પાત્ર એવા નવા લેખકનો સઘળો ઉત્સાહ ભાંગી જાય એવું પરિણામ ન આવે તે વિષે પણ કાળજી રાખવી જરૂરની છે.

કેવળ પ્રશંસા કે કેવળ નિન્દા એ ગ્રન્થવિવેચન કહેવાય નહીં. નવલકથાનું વસ્તુ (plot) સંક્ષેપમાં કહી જવું એનું નામ ગ્રન્થવિવેચન કહેવાય નહીં. ગ્રન્થકારે જે વિષય ચર્ચ્યો હોય તેમાં કંઈક નવું ઉમેરીને એટલેથીજ અટકવું તેનું નામ ગ્રન્થવિવેચન કહેવાય નહીં. વિવેચકને માથે અમુક મત આપવાનું જોખમ ન રહે, ગ્રન્થકાર પ્રસિદ્ધિમાં

આવે એવાં એવાં કારણોથી એ પદ્ધતિઓ કદાચ કોઈ કોઈ વખતે સ્વીકારવા યોગ્ય હશે, છતાં જ્યાં ગુણદોષની પરીક્ષા ન થતી હોય ત્યાં વિવેચન થયેલું કહેવાય નહીં. ગુણ-દોષની પરીક્ષા કરવી એનું નામજ વિવેચન.

એ પરીક્ષા કેવી રીતે કરવી તે વિષે કંઈક ઉમેરવાનું હજી બાકી રહે છે. જૂદા જૂદા પ્રકારના ગ્રન્થને તપાસવાની જૂદી જૂદી પદ્ધતિઓ વિષે ચોક્કસ નિયમો બાંધી શકાય નહીં, અને બાંધી શકાય એમ હોય તોપણ તેમ કરવાનો અત્ર ઉદ્દેશ નથી એમ આ લેખના પ્રારંભમાંજ જણાવ્યું છે. અહીં તો ગ્રન્થસામાન્ય વિષે અમુક નિર્ણય પર આવતાં જે મુખ્ય નિયમો પાળવા જરૂરના છે તેજ કહી જઈશું.

પહેલો નિયમ એ છે કે અમુક ગ્રન્થ વિષે અભિપ્રાય બાંધતાં પહેલાં ગ્રન્થકારનો ઉદ્દેશ શો હતો, તે ઉદ્દેશ પાર પાડવા માટે તેની પાસે કેટલાં સાધનો હતાં, તે સાધનોનો તેણે કેવી રીતે ઉપયોગ કર્યો, અને પરિણામે એ ઉદ્દેશ કેટલે અંશે સફળ થયો તે તપાસવું; અને સાથે સાથે અમુક વ્યક્તિનાં નહીં, પણ મનુષ્યસ્વભાવનાં સનાતન સત્યો સાથે, ટીકાકારોના ઘડેલા નહીં, પણ સઘળાં મનુષ્યનાં હૃદયોમાં અને કલ્પનાઓમાં કોતરાયલા કાવ્યસૌન્દર્યના નિયમો સાથે એનું કેટલું મળતાપણું છે તે તપાસવું. કાર્લાઈલ એ વિષેના પોતાના પૌઢ વિચારો નીચે પ્રમાણે મૂકે છે:

"દોષ એટલે શું તેનો આપણે વિચાર કરીએ. જેનાથી આપણે નાખુશ થઈએ છિયે, જે આપણને પ્રતિકૂળ લાગે

છે તેને આપણે દોષ કહીએ છિયે. પણ અહીં પ્રશ્ન ઊઠશે કે આપણે તે કોણ? આ દોષ અમને નાખુશ કરે છે, આ દોષ અમને પ્રતિકૂળ છે, એ તો આપણે સમજ્યા; અને એ આપણે, એ હું, અને એ મારો આનન્દ અને મારી સંમતિ એજ જો કવિનો મુખ્ય ઉદ્દેશ હત તો બેલાશક એ ઉદ્દેશમાં એ નિષ્ફળ ગયો છે, અને એ એનો દોષ અનિવાર્ય છે એટલુંજ નહીં પણ અક્ષન્તવ્ય છે એમ આપણે કહી શકત. પણ લેખકનો ખરેખરો એવોજ ઉદ્દેશ હતો અથવા હોવો જોઇએ એમ કોણ કહેશે? અને એવો ઉદ્દેશ જો એનો ન હોય અને ન હોવો જોઇએ, તો પછી એ દોષનું શું થાય છે? એ તો તદ્દન અનિશ્ચિતજ રહે છે; હજી સુધી આપણે એ વિષે કંઈ કહી શકતા નથી; કદાચ એ કવિનો દોષ નહીં હોય, પણ આપણો પોતાનોજ દોષ હશે; કદાચ એ બીલકુલ દોષજ નહીં હોય. આ વિષયને યોગ્ય રીતે જોઈ શકવા માટે, આપણે જેને દોષ કહીએ છિયે તે ખરેખર દોષજ છે કે કેમ એ વિષે અચળ નિર્ણય બાંધવા માટે, આપણે બે મુદ્દાઓ વિષે આગળથી ચોકસી કરી લેવી જોઈએ, અને એ બેમાંથી એકને વિષે પણ એ ચોકસી કરવાનું કામ સહેલું નથી. પહેલાં તો કવિનો ઉદ્દેશ ખરેખરો શું હતો, જે કામ એને કરવાનું હતું તે એની નજરમાં કેવું હતું, અને એની પાસે જેવાં સાધનો હતાં તેવાં સાધનોથી એ કામ એ કેટલે અંશે કરી શક્યો તે આપણે જાતે સ્પષ્ટ સમજવું જોઈએ. પછી એ ઉદ્દેશ, એ એનું કામ, આપણી સાથે નહીં, આપણા પોતાના તુરંગો સાથે નહીં, જ્યાં આપણે કાયદા બાંધીએ છિયે અને

પાળીએ છિયે તે આપણી નાની સરખી સભાના તુરંગો સાથે નહીં, પણ સઘળાં માણસોનાં હૃદયમાં અને કલ્પનામાં લખાયલા કાવ્યસૌન્દર્યના સાર્વત્રિક નિયમો સાથે કેટલું મળતું આવે છે તેનો આપણે નિર્ણય કરવો જોઈએ. એ ઉભય રીતે તપાસતાં જવાબ અસન્તોષકારક આવે છે કે કેમ? ઉદ્દેશ અને ઉદ્દેશ સફળ થવાને માટે વપરાયલાં સાધનો એ બેની વચ્ચે જો વિરોધ હોય, ઉદ્દેશ અને સત્યનો સ્વભાવ એ બેની વચ્ચે જો વિરોધ હોય તો દોષ છે એમ સમજવું, અને એવો વિરોધ જો ન હોય તો દોષ નથી એમ સમજવું." (Goethe, પૃષ્ઠ ૨૧૯)

બીજો નિયમ જે ગ્રન્થાવલોકનકારે ધ્યાનમાં રાખવાનો છે તે એ છે કે અમુક રચનાનાં જૂદાં જૂદાં અંગો લઈને તેનાં છિદ્ર શોધવાં એજ ટીકાકારનું કામ છે એમ નહીં, પણ સમગ્ર કૃતિની સામટી અસર શું થાય છે તે જોવાનું એનું કામ છે એમ સમજવું. જૂદાં જૂદાં અંગોના ગુણદોષ તપાસવા એ અલબત્ત જરૂરનું છે, પણ સમગ્ર કાવ્ય કે નાટક કે નવલકથા વાંચ્યા પછી મન પર શી અસર થાય છે તે જોવું એ ઘણું વધારે જરૂરનું છે. અમુક રચનાનાં જૂદાં જૂદાં અંગો જોતાં તેમાં કંઈ પણ દોષ ન જણાય, કોઈ પણ શાસ્ત્રીય નિયમોનું ઉલ્લંઘન ન થયું હોય, છતાં તેમાં કંઈ ખુબી પણ ન હોય એવું ઘણી વાર બને છે; અને એથી ઉલટું અનેક દોષો હોવા છતાં એકંદરે અમુક રચનાની અસર એવી થતી હોય કે એ દોષવાળી કૃતિને પણ એક મહાકવિની કૃતિ ગણવી પડે એવું પણ બને છે;

માટે છૂટા છૂટા અવયવોને તપાસવા કરતાં આખી રચનાને એકી નજરે નિહાળવી એજ વધારે જરૂરનું છે. કાર્લાઇલ પોતાની અનુપમ શૈલીમાં કહે છે તે પ્રમાણે, વિવેચકરૂપી મક્ષિકા એક મકાનના ગમે તે ખૂણા પર બેસીને પોતાની ટૂંકી નજર વડે જોઈ શકશે કે અહીં આ ડાઘો છે, અહીં આ વિષમતા છે, આ પત્થર બરાબર મૂકાયો નથી, આ લાકડું ઠીક ગોઠવાયું નથી. એવાં સઘળાં કામને માટે એક મક્ષિકા વિવેચક તરીકે ઠીક પડશે, પણ આખા મકાનને જોવું, એકજ આખા પદાર્થ તરીકે તેના તરફ વિશાળ દૃષ્ટિ નાંખવી, તેની યોજના ત્વરાથી સમજી લેવી, જૂદાં જૂદાં અંગોની વ્યવસ્થા સામટી નિહાળવી, મૂળ યોજનાને એ સર્વ એકસરખી રીતે કેવાં મદદ કરનારાં થઈ પડે છે તે સમજવું, એને માટે તો કોઈ મોટા સુવિખ્યાત શિલ્પીનીજ દૃષ્ટિ અને બુદ્ધિ જરૂરનાં છે. "ઈંટે ઈંટની, માટીની, ચુનાની અને લાકડાંની પરીક્ષા કરતાં કરતાં મહેલ આખો જોતાં કેવો દેખાય છે" તે તપાસવું એ ટીકાકારનું કામ છે. ચિત્રકારના ચિત્રની જૂદી જૂદી રેખાઓજ તપાસવામાં આવે તો તેમાં કંઈ પણ ખુબી જણાય નહીં, પણ જ્યારે આખું ચિત્ર જોવામાં આવે ત્યારેજ તેની ખરી સુન્દરતા માલમ પડી આવે. સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ કટાક્ષમાં કહે છે તેમ "જેનો સ્વભાવ નિન્દા કરવાનો હોય, જેને જાણી જોઈને દોષારોપમાંજ પ્રીતિ રાખવી હોય, તેને તો સુલભ માર્ગ છે, ચિત્રની રેખરેખ લેવી એટલે તે પોતાને, તેમ જોનારને, કોઈને સુન્દર, સુશ્લિષ્ટ, કે શુદ્ધ લાગવાની નહીં. કાંઈ ન ચાલે તો ચિત્રકારનેજ વળગવું એટલે નિન્દાનો

પ્રસંગ સંપૂર્ણ રીતે મળશે." આવો પ્રસંગ શોધવો એ ટીકાકારનું કામ નથી, માટે જૂદી જૂદી રેખાઓ તપાસવાથીજ સન્તોષ ન માનતાં સમગ્ર ચિત્ર નિહાળવું એજ વધારે જરૂરનું છે, અને એવી રીતે થયેલો નિર્ણય તેજ વધારે વજનને પાત્ર છે.

અભિપ્રાય બાંધતી વખતે જે નિયમો પાળવા અત્યન્ત જરૂરના છે તે આપણે ગણાવ્યા. એ અભિપ્રાય પ્રકટ કરતી વખતે પણ કેટલાક નિયમો તરફ લક્ષ આપવું આવશ્યક છે. એમાંનો એક એ છે કે જે કંઈ કહેવું તેનાં પ્રમાણ આપતાં રહેવું. કોલરિજ પોતાના "Biographia Literaria" નામના પુસ્તકમાં કહે છે કે ગ્રન્થકારે એક લેખ લખીને પ્રસિદ્ધ કીધો ત્યાર પછી ટીકાકાર તેના પર પોતાની બુદ્ધિ અને પોતાના સ્વભાવ પ્રમાણે નરમ કે કરડી જેવી રુચે અને જેવી સૂઝે તેવી ટીકા કરવાને સ્વતંત્ર છે, એ બાબતમાં ગ્રન્થકારને માઠું લગાડવાનું કે બડબડાટ કરવાનું બહુ કારણ નથી, પણ ટીકાકારનો એટલો તો ધર્મ છેજ કે પોતે જે કંઈ કહેવું તેનાં પ્રમાણો આપીને–દાખલાઓ ટાંકીને–તેનું બરાબર સમર્થન કરવું. મોઘમ શબ્દોમાં આક્ષેપો કરવા એ તો કેવળ ગેરવ્યાજબી અને અણછાજતું છે. અમુક કવિ કે તેની કવિતા સારી છે કે નઠારી છે તે વિષે એણે સંપૂર્ણ ચર્ચા કરવી જોઈએ. ત્યારેજ એ અભિપ્રાયનું વજન પડે અને ગ્રન્થવિવેચન થયેલું ગણાય, પછી વિવેચનકારનો મત સર્વમાન્ય હોય કે ન હોય એ જૂદી વાત છે.

છેલ્લો નિયમ જે ઉમેરવા જેવો લાગે છે તે એ કે ગ્રન્થકાર ઉપર, વાચક ઉપર, તેમજ સાહિત્યના વિકાસક્રમમાં

પોતાના પ્રકટ કરેલા વિચારોથી શું પરિણામ આવશે તેનો યોગ્ય વિચાર કર્યા પછી પોતાનો અભિપ્રાય પ્રકટ કરવો અને તે પ્રામાણિકતાથી, નિડરપણે, અને વગર-સંકોચે પ્રકટ કરવો. કોઈને ખુશ કરવાની અપેક્ષા રાખવી નહીં, કોઈને માઠું લાગશે એવી બ્હીક રાખવી નહીં, આપણી ફજેતી થશે એવો વિચાર લાવવો નહીં.

વિવેચન એ શું છે અને એનો ઉદ્દેશ શો છે એ આપણે તપાસ્યું. વિવેચન કયા નિયમાનુસાર થવું જોઈએ એ પણ આપણે આજની અનુકૂળતા પ્રમાણે તપાસ્યું. કેવા ગ્રન્થો પર વિવેચન થવું જોઈએ એ આપણે હવે તપાસીશું. કેટલાકનો એવો મત છે કે જે ઉત્તમ હોય, જેમાં કંઈ પણ દોષ ન હોય એવા ગ્રન્થ ઉપરજ વિવેચન થવું જરૂરનું છે. બીજા સામાન્ય લેખોને ગ્રન્થાવલોકનનું માન મળવું જોઈએ નહીં. જો આ વિચાર સ્વીકારાય તો પરિણામ એજ આવે કે અવલોકનકાર તરફથી સાહિત્યના વિકાસમાં જે મોટી સેવા બજાવી શકાય તેમ છે તે ન બજાવાય. નવા લેખકોને ઉત્તેજન આપવું, તેઓમાં રહેલી ભૂલો બતાવી તેમને યોગ્ય દિશા તરફ વાળવા એ ટીકાકારનું અગત્યનું કામ છે. જૂના પ્રતિષ્ઠિત લેખકોની કૃતિમાં પણ ઘણી વાર અનેક કારણોથી દોષો આવી જાય છે. શું તેવી કૃતિનું અવલોકન કરવું નહીં? અથવા શું કરવું ખરૂં, પણ તેના દોષો તરફ આંખ મીંચીને એમજ સ્વીકારવું કે આ લેખક તો પ્રતિષ્ઠિત છે, માટે એની કૃતિમાં દોષ હોયજ નહીં? જેનું અવલોકન થવાની જરૂર નથી એવા ગ્રન્થો જો

કોઈ પણ હોય તો તે તેજ છે કે જેમાં કંઈ પણ સત્ત્વ નથી, જે કેવળ નિર્માલ્ય છે, જેનો લોકોમાં ઘણો પ્રચાર થવાનો સંભવ નથી. એવા ગ્રન્થો સિવાય બીજા સર્વ ગ્રન્થોનાં યોગ્ય અવલોકન થવાં જોઈએ, પછી તે ઉત્તમ હોય કે મધ્યમ હોય. અવલોકનને માટે પુસ્તક ભેટ તરીકે મોકલવામાં આવ્યું હોય કે ન હોય, ગ્રન્થકાર તરફથી અવલોકનને માટે ફરી ફરીને વિનંતિ થતી હોય કે ન હોય, તોપણ ગ્રન્થ જો છેક નિર્માલ્ય અને નિર્ગુણ ન હોય તો તેનું અવલોકન થવું જોઈએ, અને તે પણ ગ્રન્થકારને ખુશ કરવાના કે તેના ગ્રન્થનો "સત્કાર" કરવાના કે તે ગ્રન્થને અણઘટતી રીતે જાહેરમાં આણવાના ક્ષુદ્ર હેતુથી નહીં પણ વિવેચનકાર તરીકેની પોતાની ફરજ બજાવવાના શુદ્ધ હેતુથી થવું જોઈએ. ગોવર્ધનરામભાઈનું સચોટ દૃષ્ટાંત લઈને કહીએ તો "જેમ નિશાળનો માસ્તર પોતાના વર્ગમાં બાળકોમાંથી થોડાંકની પરીક્ષા કરી વીણી કહાડી આગળ આણે અને બાકીનાં બાળકોને ઉત્તેજન આપવા–નિરાશ ન થવા દેવા–સાકર વ્હેંચે" તેમ ટીકાકારે ઉત્તમ લેખોની પ્રશંસા કરવી જોઈએ, એટલુંજ નહીં, પણ મધ્યમ લેખકોની કૃતિના ગુણદોષની પરીક્ષા કરીને તેઓને પણ ઘટતું ઉત્તેજન આપવું જોઈએ.

વિવેચન તે શું છે, વિવેચન કેવી રીતે થવું જોઈએ, કેવા ગ્રન્થો પર વિવેચન થવું જોઈએ એ આપણે તપાસ્યું. શાસ્ત્રના નિયમો ઉપર વિવેચકોએ તેમજ લેખકોએ કેટલું વજન મૂકવું જોઈએ એ હવે તપાસીશું. આપણા સંસ્કૃત

મુનિઓએ સાહિત્યનાં જૂદાં જૂદાં સ્વરૂપો વિષે લક્ષણ-વિભાગથી અનેક વિસ્તૃત નિયમો રચ્યા છે. ગ્રીક અને લૅટિનમાં પણ એવા અનેક નિયમો છે. એ સઘળા નિયમો શાસ્ત્રકારની કલ્પનાના તરંગો નથી, પણ પ્રમાણભૂત ગ્રન્થોને આધારે તારવી કઢાયલાં શુદ્ધ સત્યો છે, અને તેટલા માટે પ્રત્યેક વ્યક્તિ તેના તરફ માનની નજરથી જોય એ સ્વાભાવિક છે. જો સામાન્ય લેખકો એ નિયમો તરફ દુર્લક્ષ રાખે તો તેઓની કૃતિમાં રસક્ષતિ આણનારાં અનેક તત્ત્વો દાખલ થયા વિના રહે નહીં. માટે એ નિયમોનું જ્ઞાન અને એ નિયમો પાળવાની વૃત્તિ સામાન્ય લેખકમાં તો અતિ આવશ્યક છે. એ નિયમો વિષેના અજ્ઞાનને લીધે આપણાં નાટકોમાં કેટલા અનિષ્ટ પ્રયોગો ઘુસી ગયા છે! એ નિયમો વિષેની બેદરકારીને લીધે આપણી કવિતાઓમાં કેવી ક્લિષ્ટ રચનાઓ થવા માંડી છે! એ નિયમો વિષેના તિરસ્કારને લીધે આપણી સાહિત્યચર્ચામાં કેવાં અજબ સૂત્રો દાખલ થવા માંડ્યાં છે! એથી થતી હાનિ દૂર કરવા માટે સર્વ સાહિત્યમાં સ્વીકારાયલા શાસ્ત્રના નિયમો તરફ વધારે લક્ષ આપવું જરૂરનું છે. એમ છતાં ઉમેરવું જોઈએ કે એ નિયમોનું દાસત્વ ઇષ્ટ નથી. પ્રતિષ્ઠિત લેખકોની કૃતિઓ પહેલાં રચાઈ અને તેને આધારે પાછળથી એ નિયમો ઘડાયા છે. શાસ્ત્રકારોના પ્રથમ રચાયલા નિયમોનું એ લેખકોએ પાલન કર્યું છે એમ નથી. એ લેખકો જેવી ઉચ્ચ પ્રતિભા જેની હોય તેને માટે એ બન્ધનો જરૂરનાં નથી. સામાન્ય લેખકોને, – વિદ્વત્તાના સંસ્કારથી કે ભાષા પરના કાબુથી કે સારાં કાવ્યોનાં વાચનથી કવિતા

બનાવતાં જેઓ શીખ્યા હોય તેવા કવિઓને–એ નિયમો વધારે જરૂરના છે. જે રચનાઓમાં એ નિયમો પળાયા હોય છે તે ઉત્તમ હોય છે અને જેમાં નથી પળાયા હોતા તે નિઃસત્ત્વ હોય છે એવું કંઇ હમેશાં નથી હોતું. ઍડિસને પોતાના 'કેટો' નામના ગ્રન્થમાં શાસ્ત્રનિયમોનું સૂક્ષ્મ રીતે પાલન કર્યું છે, અને શેકસપિયરે પોતાનાં અનેક નાટકોમાં શાસ્ત્રસિદ્ધ નિયમોની અવજ્ઞા કરી છે. છતાં ઍડિસન અને શેકસપિયર એ બેની વચ્ચે ગાડેગાડાંનું અન્તર છે, અને ઍડિસનના 'કેટો'ને શેકસપિયરના 'હૅમ્લેટ' સાથે સરખાવવું એ ગધેડાને ઘોડા સાથે સરખાવવા જેવું છે. '**मधुरेण समापयेत्**' (મધુરથી સમાપ્તિ કરવી) એ પ્રાચીન સૂત્ર આપણાં નાટકોમાં સાધારણ રીતે પળાય છે, છતાં રા. રા. રણછોડભાઈ ઉદયરામે પોતાના "લલિતા-દુઃખદર્શક નાટક" માં અન્તે કરુણરસજ આણ્યો છે; અને શાસ્ત્રનિયમ વિરુદ્ધ દુઃખમય પરિણામ અંદર આણેલું હોવા છતાં એ નાટક આપણા સાહિત્યમાં ઉંચું સ્થાન ભોગવે છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામનો જે મોટામાં મોટો ગ્રન્થ છે તેમાં શાસ્ત્રનિયમોનું પાલન સર્વત્ર નથીજ થયું; છતાં એ ગ્રન્થ મહા મૂલ્યવાન્ છે એમ સર્વ કોઈ સ્વીકારે છે. સરસ્વતીચંદ્રને નવલકથા કહેવી કે નહીં એ વિષેના મતભેદને ઉદ્દેશીને પ્રો. આનન્દશંકર કહે છે કે "જગતની એકજ પ્રજા–અંગ્રેજ કે ગ્રીકજ–સાહિત્યના જે નમુના આપે તેમાંથીજ રસશાસ્ત્રના નિયમ બંધાય એમ માનવું એ તો બુદ્ધિનું પારતન્ત્ર્ય છે," એ અક્ષરશઃ ખરૂં છે. બુદ્ધિના પારતન્ત્ર્યનો આરોપ આપણા ઉપર ન આવે એટલા ખાતર

આપણે નવા નિયમો બાંધવા એમ તો નજ કહેવાય, પણ જો આપણા સાહિત્યમાં એક નવોજ પ્રૌઢ ગ્રન્થ ઉમેરાયો હોય, જો તેનું વસ્તુ સુસંકલિત હોય, જો તેમાં રસક્ષતિ જરા પણ ન થતી હોય, તો માત્ર અંગ્રેજી કે બીજા કોઈ સાહિત્યમાં પળાતા નિયમોનું એમાં ઉલ્લંઘન થયું છે તેટલા પરથીજ એ ગ્રન્થને નવલકથામાં ન ગણવો એમ કહેવું અયોગ્યજ લાગે છે. આપણા આધુનિક સાહિત્યમાં અનેક નવા શબ્દો વપરાય છે, નવા છન્દો યોજાય છે, નવા વિચારો મૂકાય છે, અને છન્દનાં બન્ધનોમાંથી મુક્ત થવાના સબળ પ્રયત્નો થાય છે. એ પ્રવૃત્તિઓ સ્વીકારાયલા નિયમોથી વિરુદ્ધ છે તેટલા માટેજ તે અમાન્ય છે એમ તો કહી શકાયજ નહીં. કવિતાને યોગ્ય વિષયો ટીકાકારના ધોરણ પ્રમાણે ઘણા થોડા નીકળે, છતાં કવિ-હૃદયને અનેક વિષયો કવિતાને યોગ્ય જડી આવે છે, અને પરિણામે જે વિષય પહેલાં કવિતાને પ્રતિકૂળ ગણાતો તે પાછળથી કવિતાને યોગ્ય ગણાય છે. બીજી અનેક બાબતોમાં પણ એમજ થાય છે. નવા શબ્દોની આપણા સાહિત્યમાં ઘણી વાર જરૂર પડે છે, નવા છન્દોની જરૂર વિષે લાંબો વખત થયાં બૂમ પડી રહી છે, વિવિધતાના તત્ત્વની પણ મોટી ખામી છે, એ ખોટ પૂરાય એ તો ઇષ્ટજ છે, પણ તે પૂરવા માટે નવા શબ્દો જે રચાય તે શુદ્ધ, લલિત, અને કર્ણને પ્રિય લાગે તેવા હોવા જોઇએ, નવા છન્દોમાં ચારુતા અને મીઠાશ હોવી જોઈએ, નવા વિચારો પ્રૌઢ અને હૃદયંગમ હોવા જોઈએ, છન્દનાં બન્ધનોથી મુક્ત થવાથી વધારે સુન્દર રચના થાય છે

એમ પંડિત મિત્રોનાં મુખમાંથી નહીં, પણ સામાન્ય વાચકનાં હૃદયમાંથી નીકળવું જોઈએ. ત્યારેજ એ નવીન પ્રયોગો સફળ થયા અને લાભકારક નીવડ્યા એમ કહી શકાય. નહીં તો ઘણી વાર સમાજમાં બને છે તેમજ સાહિત્યમાં પણ નવી નવી ફૅશનો અને નવા નવા રીતરિવાજો ક્ષણવાર મનુષ્યને પોતાના તેજમાં આંજી નાંખીને ખોટા મોહમાં ફસાવે છે અને આખરે હાનિકારક જણાતાં ત્યાજ્ય નીવડે છે. તેટલા માટે શાસ્ત્રાભ્યાસ અને શાસ્ત્રના નિયમોનું પાલન એ પણ અમુક સ્થિતિમાં જરૂરનું છે, અને શાસ્ત્રોલ્લંઘનદ્વારા પ્રગતિનું કામ સમાજમાં તેમજ સાહિત્યમાં પ્રૌઢ વિચારકો અને કુશળ નેતાઓના હાથમાંજ રહેવું જોઈએ. સમાજસુધારાને માટે પણ જેમ સમાજશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ઇતિહાસ વગેરેના સૂક્ષ્મ અભ્યાસની જરૂર છે અને તે અભ્યાસને અન્તે જે બુદ્ધિ ઘડાયલી હોય તેજ યોગ્ય દિશામાં નવીનતાનું બળ વાપરવું હોય ત્યાં વાપરીને જઈ શકે છે, તેમજ સાહિત્યમાં પણ શાસ્ત્રાભ્યાસ પ્રથમ કરીને પછીજ કુશળ લેખકો શાસ્ત્રોલ્લંઘનદ્વારા સાહિત્યનો વિકાસ કરી શકે છે. પ્રો. મણિલાલ નભુભાઈના સચોટ શબ્દોમાં કહીએ તો "સર્વત્ર નૂતનતાનો ઉદ્ભવ શાસ્ત્રોલ્લંઘનથી થયો છે, પણ તેમ કરવાની શક્તિ શાસ્ત્રાભ્યાસથી આવી છે."

વિવેચન શું છે, વિવેચન કેવી રીતે થવું જોઈએ, વિવેચન કેવા ગ્રન્થનું થવું જોઈએ, વિવેચનકારે શાસ્ત્ર-નિયમો તરફ કેવી દૃષ્ટિથી જોવું જોઈએ એ સઘળું આપણે

તપાસ્યું. હવે વિવેચન કોણે કરવું જોઈએ તે વિષે આપણે બોલીશું. ગમે તે માણસ વિવેચન કરી શકે એમ માનવું ભૂલભરેલું છે. ઘણી વાર કહેવામાં આવે છે કે " તમે જાતે સ્વતંત્ર લેખ લખી ન શકો, પણ બીજાનો લેખ સારો છે કે નઠારો તેની પરીક્ષા તો કરી શકો ?" આ વિચાર ઘણો ભૂલભરેલો છે. એક રીતે જોતાં તો ગ્રન્થપરીક્ષકનું કામ ગ્રન્થલેખક કરતાં પણ વધારે અઘરૂં છે. ભોગી ભ્રમર જેમ અનેક પુષ્પોનો રસ ચૂસે છે તેમ અનેક ગ્રન્થોનો રસ ચૂસતાં વિવેચકને આવડવું જોઇએ, અને તેટલા માટે અનેક પુસ્તકો સમજી શકાય, અનેક વિષયમાં આનન્દ મળે એવી સર્વગ્રાહી રસિકતા એનામાં હોવી જોઇએ. જેમ કવિને વિષે કહેવાય છે તેમ ગ્રન્થપરીક્ષક વિષે પણ યોગ્ય રીતે કહી શકાય કે " ગ્રન્થપરીક્ષકો જન્મે છે, બનાવાતા નથી." એ રસિકતા સ્વભાવસિદ્ધજ હોય છે, કેળવણીથી કે પુસ્તકવાચનથી એ આણી શકાતી નથી. જેમ કેવળ પુસ્તક વાંચનારો કદાપિ સારૂં પુસ્તક–લોકોમાં નવું જીવન જગવે એવું પુસ્તક–લખી શકતો નથી, પણ પંડિતાઇનુંજ પ્રદર્શન કરી શકે છે, તેવી રીતે કેવળ પુસ્તકો વાંચ્યાથી રસિકતા કદાપિ આવી શકતી નથી, શાસ્ત્રના નિયમો જાણ્યાથી સાહિત્યના વિકાસ તરફ લક્ષ આપવાનું બળ કદાપિ મેળવી શકાતું નથી, અમુક મોટા મોટા શબ્દો કોષની મદદથી કે વૃદ્ધોના પ્રયોગ જોઇને શીખ્યાથી ખરી પરીક્ષણશક્તિ કદાપિ આવી શકતી નથી. સહૃદયતા એજ પ્રથમ જરૂરની છે. તે જો હોય તો પછી માત્ર તેના વિકાસને અર્થે પુસ્તકો વગેરેની ઉપયોગિતા છે. પ્રાચીન

સંસ્કૃત સાહિત્યકારોના વિચારો જાણવાની, અર્વાચીન સાક્ષરોના અભિપ્રાયો સમજવાની ઘણી જરૂર છે, અને શેકસપિયર, મિલ્ટન, અને વર્ડ્ઝવર્થ જેવા કવિઓના, ડ્રાઈડન, જહૉન્સન, અને કોલરિજ જેવા વિવેચકોના ગ્રન્થોનું અધ્યયન કરવાની તેથી પણ વધારે જરૂર છે; કારણ કે, સાહિત્યના સારા ગ્રન્થો ઇંગ્લાંડમાંજ વધારે લખાયા છે અને પરિણામે વિવેચનનું સાહિત્ય પણ ત્યાં આગળ વધારે ખેડાયું છે. જ્યાં સુધી આપણામાં એવા સમર્થ લેખકો થશે નહીં ત્યાં સુધી આપણે સાહિત્ય વિષે નવા નવા નિયમો બનાવીએ એવા સ્વતંત્ર પણ થઈ શકીશું નહીં, અને એટલે અંશે તો એ બાબતમાં પણ આપણને બુદ્ધિનું પારતંત્ર્યજ ભોગવવું પડશે. પણ જ્યારે એવો સમય આવે કે આપણામાં પ્રેમાનન્દ અને ગોવર્ધનરામ કરતાં પણ વધારે ચઢિયાતા ગ્રન્થકારો નીકળી આવે ત્યારે તેવાની કદર આપણે આપણાં હૃદયથી કરી શકીએ અને કેવળ અંધપણે પાશ્ચાત્ય નિયમોથી દોરવાઈ જઇએ નહીં એટલા માટે રસિકતા તો અત્યન્ત આવશ્યક છે. એ રસિકતા હોય, એ વિદ્વત્તા હોય, તો પછી એટલુંજ જરૂરનું રહે છે કે જે પુસ્તક ઉપર આપણે વિવેચન કરવા માંગતા હોઇએ તે પુસ્તકના વિષય તરફ પ્રેમ રાખીએ, લેખકના ઉદ્દેશને લક્ષમાં રાખીએ, જનસ્વભાવનું ને સૃષ્ટિનિયમનું ભાન રાખીએ, 'reading prejudices judgment' (પુસ્તક વાંચ્યાથી પુસ્તકપરીક્ષામાં વિઘ્ન આવે છે) એવો ગાંડો વિચાર ન રાખતાં પુસ્તક સંભાળથી વાંચી જઇએ, તે વિષે નિડરપણે વિચાર કરીએ, સાહિત્યની સ્થિતિનો અને ગ્રન્થકારની

ચિત્તવૃત્તિનો ખ્યાલ કરીએ, અને એ સઘળાં તરફ લક્ષ રાખીને પ્રામાણિકતાથી, હિંમતથી, છતાં મર્યાદાપુરઃસર પુસ્તક વિષેના આપણા વિચાર પ્રકટ કરીએ.

આ સઘળું કર્તવ્ય બરાબર સમજીને તે પ્રમાણે કરનાર સમર્થ અને સર્વમાન્ય વિવેચક ગુજરાતી સાહિત્યમાં એકજ થઈ ગયો છે, અને તે સાક્ષરશ્રી નવલરામ છે. સાક્ષરશ્રી ગોવર્ધનરામના શબ્દોમાં કહીએ તો "જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઇને મ્હોટપ આપી, કોઇને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઇને શીખામણ આપી, કોઇને સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી–અબોલ રહી, નવલરામ સર્વ ન્હાના મ્હોટા ગ્રન્થકારોની પરીક્ષા કરતાં વિવેક રાખે છે, 'મારવો તો હાથી અને લુટવો તો ભંડાર' એ ન્યાયે વર્તે છે, કોઈ ન્હાના કે મ્હોટાનામાં કંઈક ગુણ છે એવું લાગ્યા વગર ગુણદોષની કથાથી માંસલ પરીક્ષા અથવા શુષ્ક વિવેચન સરખું પણ કરવાનું માથે લેતા નથી, જ્યાં ગુણ લાગે છે તેનું કીર્તન કર્યા વિના રહેતા નથી, રાગદ્વેષ રાખતા નથી, અને અંતઃકરણમાંથી ગુજરાતી ભાષાની સંવૃદ્ધિ અને સંપત્તિ ચાહે છે."

આપણા ઉત્સાહી સાક્ષરોને યોગ્ય માર્ગે વાળવાને માટે, અને આપણા સાહિત્યની પ્રગતિને ત્વરિત બનાવવાને માટે હાલના ગુજરાતમાં એવા સાક્ષરોની કેટલી ખોટ છે! ઈશ્વર એ ખોટ પૂરી પાડો!

('ગુજરાતી'નો દીવાળીનો અંક,
સં. ૧૯૬૫, ઇ. સ. ૧૯૦૯)

ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણની જ્યુબિલીના આ માંગલિક પ્રસંગે સાહિત્યના પ્રદેશમાં સફળ સેવા બજાવીને સુરતને અમર યશની પ્રાપ્તિ કરાવનાર સુરતના ત્રણ સુવિખ્યાત 'નન્નાઓ'—નર્મદાશંકર, નવલરામ અને નંદશંકર એમને આપણે સંભારીએ એ સર્વથા આવશ્યક અને ઉચિત છે. રૂઢ ગદ્યના પહેલા વાપરનાર તરીકે નર્મદાશંકરનું, ગુજરાતના આદ્ય વિવેચક તરીકે નવલરામનું અને ગુજરાતના આદ્ય નવલકથાકાર તરીકે નંદશંકરનું નામ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સુવર્ણના અક્ષરોથી હંમેશને માટે અંકિત થયેલું છે. એ ત્રણેનાં જીવનની સૂક્ષ્મ વિગતોમાં ઊતરવું એ આ પ્રસંગે બની શકે એમ ન હોવાથી કેટલુંક ઉપલક વિવેચન કરીનેજ આપણને સંતોષ માનવો પડશે.

કવિ નર્મદાશંકરનો જન્મ ઇ. સ. ૧૮૩૩માં થયો હતો; નવલરામનો જન્મ ઇ. સ. ૧૮૩૬માં થયો હતો; નંદશંકરનો જન્મ ઇ. સ. ૧૮૩૫માં થયો હતો. ત્રણેના અવસાનકાળ અનુક્રમે ઇ. સ. ૧૮૮૬, ૧૮૮૮, અને ૧૯૦૫ એ પ્રમાણે છે. એ ત્રણે સમકાલીન સાક્ષરોની સાહિત્યસેવાના પ્રદેશ જૂદા હતા, પણ જે સમયમાં તેઓ થઈ ગયા તેની અસર ઓછા કે વત્તા પ્રમાણમાં તેમના જીવન તથા તેમની કૃતિઓ ઉપર એકસરખી થઈ હતી. એ સમયની ઉંડી છાપ કવિ નર્મદાશંકરની આરંભની પ્રવૃત્તિઓ પર એટલી સચોટ પડી હતી કે તે પ્રવૃત્તિઓનો પૂરેપૂરો ખ્યાલ આણવાને માટે એ સમય તરફ પ્રથમ દૃષ્ટિ નાંખવી જરૂરની છે.

પશ્ચિમની કેળવણીનો નવલો અને તેથી વિશેષ મોહક લાગતો પ્રકાશ જનસમૂહ ઉપર એ વખતેજ પડવા માંડ્યો હતો. એ પ્રકાશની નૂતનતાને લીધે સારાસારનો વિવેક કરવાની શક્તિ વાપરતાં લોકો હજી શીખ્યા નહોતા. જેટલું આપણું તેટલું ખોટું, જેટલું પશ્ચિમનું તેટલું સારૂં એ વિચાર-પ્રણાલી લોકોને સ્વાભાવિક થઈ પડી હતી. લાગણીઓ તીવ્ર હતી, ઉત્સાહ ઉછળતો હતો, ભાષણો ભભકતાં હતાં, વાગ્યુદ્ધ અને તેથી પણ વિશેષ કવચિત્ કવચિત્ બની જતું. આપણા અનર્થકારક રીતરિવાજોની અનર્થકતા સહેલાઈથી અને સર્વાંશે સમજાઈ જતી. સામાજિક બંધનોની બેડીઓને તોડવાના દૃઢ નિશ્ચયો કરાતા, જે ખોટું તે જવું જોઇએ અને તે એકદમજ જવું જોઇએ એવો આગ્રહ ઊભરાતો. પશ્ચિમનું સઘળું સુન્દર અને અનુકરણીય લાગતું.

આ નવી વિચારસૃષ્ટિના વાતાવરણમાં કવિ નર્મદાશંકરનું જીવન ઘડાયું હતું. એ નવા વિચારોનું પ્રતિબિમ્બ એના કવિહૃદયમાં પડ્યું હતું, અને એ હૃદયમાં નવું ઓજસ્ પ્રાપ્ત કરીને એ વિચારોનો પ્રવાહ જનસમૂહ તરફ અવનવા જુસ્સાથી વહ્યો જતો હતો. સૈન્ય તૈયાર હતું. વહેમ યવનને મારી હઠાવવાને માટે લડવૈયાઓ આતુર બની ગયા હતા. સંગ્રામ દારુણ થવાનાં ચિહ્નો સ્પષ્ટ જણાતાં હતાં. કોઈ કુશળ સેનાનીનીજ જરૂર હતી. એ સેનાની ગુજરાતને સાંપડ્યો, અને તે નર્મદાશંકર. આત્માનાં અનેરાં ઓજસ્‌ને પ્રકટાવતો, સુધારાના સૈન્યને મોખરે ઊભો રહીને અડગ હિંમતથી લડવાને તૈયાર થયેલો, 'આગળ વધો, મક્કમ રહો, પણ પાછા તો નજ હઠો' એવાં પ્રોત્સાહક વચનો પોકારતો એ બહાદુર યોદ્ધો 'કવિ નર્મદાશંકર' એ નામ કરતાં 'વીર નર્મદ' એ નામથી વધારે ઓળખાય છે, અને નર્મગદ્ય, નર્મકવિતા, તથા નર્મકોશ એ ત્રણ કીમતી રત્નોથી જડેલો યશમુકટ એણે ધારણ કર્યો હોવા છતાં 'કવિ' કે 'સાહિત્યસેવક' કરતાં પણ વધારે 'વીર નર' તરીકે એ આપણા હૃદયનું વંદન અનાયાસે મેળવી રહ્યો છે. જ્યાં સુધી વીરતાના ભાવ મનુષ્યના હૃદયમાંથી સર્વાંશે લુપ્ત થયા નથી ત્યાં સુધી એ વીર નરને વંદન કર્યા વિના આપણાથી રહેવાશે નહીં.

'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' આ પંક્તિ આપણને એટલી બધી પરિચિત થઈ ગઈ છે કે અતિ પરિચયને લીધે એની અવજ્ઞા આપણે હાથે થવાનો ભય

રહે છે. પણ એ એક પંક્તિ કવિના હૃદયનું ખરૂં તત્ત્વ એવી સચોટ રીતે આપણી આગળ ખડું કરે છે કે એના તરફ દુર્લક્ષ આપવું આપણને પાલવી શકે નહીં. ઠરેલપણું રાખવું, આ સારૂં છે કે તે સારૂં છે એનો બારીક દૃષ્ટિથી વિચાર કરવો, લાભાલાભની સૂક્ષ્મ દૃષ્ટિથી ગણતરી કરવી, આ કામ કરવાને અત્યારનો સમય અનુકૂળ છે કે નહીં એ પ્રશ્નને દુરંદેશીથી તપાસવો, આ અને એથી પણ વિશેષ ડાહ્યા ડાહ્યા વિચાર કરવા ઘણા સારા છે, ઘણા સહેલા છે. પણ કામ કરવું એ શું એથી પણ વધારે સારૂં નથી? હિંમત, દૃઢતા, ટેક એવા અનેક ઉંચા ગુણોની સમૃદ્ધિ વિના કાર્ય થઈ શકતાં નથી, માત્ર વાતોજ થઈ શકે છે. પણ આપણે શું વાતોજ કર્યા કરીશું? લાભ અને ગેરલાભને ત્રાજવાં લઈને તોળ્યાં કરવાની વાણીયાશાહી વૃત્તિ આપણને કોઈ સંગીન કૃતિ તરફ કદી લઈ જશે ખરી? એ ત્રાજવાંઓ તમે ફેંકી દો, એ ગણતરીઓ કરવી તમે માંડી વાળો, એ વિચારોના વમળમાંથી તમે છૂટો, અને કાર્ય આદરો. આ એકજ ઉપદેશનું ગીત કવિના આખા જીવન અને કવનમાં કોઈ ગંભીર ગર્જનાથી ગવાઈ રહેલું હોય એમ આ લેખકને જણાય છે.

'પ્રેમ-શૌર્ય' એ કવિના જીવનનું સૂત્ર હતું, 'પ્રેમ-શૌર્ય' એ શબ્દ કોઈ સંકુચિત અર્થમાં કવિએ વાપર્યો હોય એમ માનવાને કારણ નથી. સંપ અને સ્નેહની દેશને જેટલી જરૂર છે તેટલીજ શૌર્યની પણ જરૂર છે એમ કવિ માનતા હતા. એક સ્થળે કવિએ ગાયું છે કે:—

"સ્નેહ શૌર્ય તો નથી દેશમાં, સ્નેહ શૌર્ય તો નથી.-ટેક.
હતું હતું પણ નથી નથી રે, નથી લાજ રહી રતિ. દેશ૦
બીજા દેશના લોક હસે છે, જોઈ આપણી ગતિ. દેશ૦
જ્ઞાની કોઈ વળી દયા ખાય છે, જોઈ કીરતિ જતી. દેશ૦
કુસંપ કરીને દેશ ગુમાવ્યો, હીણપત ભૂંડી અતિ. દેશ૦
મરણાંતે દુઃખથી છૂટવું, પણ રહે અપકીરતિ છતી. દેશ૦
દાસ કાયરા સદા કહેવાશું, કવિજન લાજે કથી. દેશ૦
વીર પૂર્વજો નિરાશ જોયે, ભણી ધિક ધિક સંતતિ. દેશ૦
નર્મદ ઉંચ્ચ વીર્ય જણાવો, જય લઈ રણમાં મથી. દેશ૦"

કુદરતનાં આબેહૂબ વર્ણનો કવિએ આપ્યાં છે, વિધવાઓની કરુણ સ્થિતિનાં હૃદયદ્રાવક ચિત્રો કવિએ આલેખ્યાં છે, હૃદયના દર્દથી ભરેલી શૃંગારની કવિતાઓ એણે ગાઈ છે, પણ શૌર્ય વિષેનાં પદોમાં કવિના હૃદયનો જે જુસ્સો પ્રકટ થયો છે તે તો કવિને માટે આપણા હૃદયમાં કંઈક જૂદીજ સંમાનની લાગણી ઉત્પન્ન કરે છે.

આત્માનો એ ઉદ્રેક નાનપણથીજ કંઈક ઉંચા ઉંચા અભિલાષો તરફ કવિના જીવનને દોરી જતો હતો. યુવાવસ્થાને પ્રથમ પગથિયે ચઢતાંજ 'હું કંઈ મોટાં કામો કરૂં અને નામાંકિત થાઉં' એવી મહત્ત્વાકાંક્ષા એ હૃદયમાં રમી રહી હતી. જીવનના મંથનકાળમાં પોતાના કર્તવ્ય માટેનું યોગ્ય ક્ષેત્ર કયું છે તે શોધવા માટેની ભારે ગડમથલ એ કવિના મગજમાં ચાલી રહી હતી. આખરે પોતાના કર્તવ્યનું ખરૂં ક્ષેત્ર એને જણાયું, અને સાહિત્યસેવામાંજ પોતાનું જીવન અર્પણ કરવું એવો મહાન સંકલ્પ એણે કર્યો.

સ્વાર્થત્યાગની ઉંચી ભાવના વિના એવા સંકલ્પ કદી થઈ શકતા નથી. ધનસંચય અર્થેની લલચાવનારી પ્રવૃત્તિઓથી અલગ રહેવું, દારીદ્રનેજ વરવાને માટે તૈયાર રહેવું અને 'શેર જુવાર તો મળી રહેશે' એવો સંતોષ રાખવો એ હૃદયની ઉંડી ઉદારતા વિના કદી બની શકતું નથી. સાહિત્યસેવાની એ ઉંચી ભાવનાને પરિણામે કવિ નર્મદાશંકરની કીર્તિના સ્તંભ સમા ત્રણ મૂલ્યવાન ગ્રન્થો રચાયા—નર્મગદ્ય, નર્મકવિતા, અને નર્મકોશ. અનેક ઉપયોગી વિષયોના ઉંડા અભ્યાસ, સતત ઉદ્યોગ, અથાગ પરિશ્રમ, ઉંચું બુદ્ધિબળ, ઉન્નત ભાવનાઓ, અપૂર્વ જુસ્સો, અને તીવ્ર સેવાબુદ્ધિ એ સર્વના પરિપાક રૂપે આ ત્રણ ગ્રન્થોને આપણે વધાવી લઈએ છિયે અને નવીન પ્રેરણાઓ પ્રાપ્ત કરીએ છિયે.

પશ્ચિમની કેળવણીના પ્રથમ પરિચયને લીધે પ્રજાના હૃદયમાં ઉત્પન્ન થયેલો આવેશ ચિર કાળ સુધી ટકી શક્યો નહીં. સુધારાની ડાબી બાજુ તરફ લોકોનું લક્ષ જવા લાગ્યું. કૃત્રિમ બન્ધનોની બેડીઓ તોડી નાંખવાનો ઉત્સાહ કાળે કરીને મન્દ પડ્યો. સમયમૂર્તિ નર્મદાશંકરના હૃદયમાં પણ સમાજની આ બદલાયલી વિચારસ્થિતિનું પ્રતિબિમ્બ પડ્યા વિના રહ્યું નહીં. 'સુધારાનું બાઈબલ' જેવા ગણાતા સાહિત્યગ્રન્થોના રચનાર, સુધારક સૈન્યના અગ્રણી નર્મદાશંકર કાળે કરીને જૂના વિચારને સ્વીકારવા લાગ્યા અને સુધારાના વિરોધી થયા. એ બદલાયલી સ્થિતિને પરિણામે "ધર્મવિચાર"નો ગ્રન્થ રચાયો. પોતાના વિચાર

બદલાતાં હિંમતથી તે જાહેરમાં મૂકવાની પ્રવૃત્તિમાં જે સત્યપ્રેમ, નિડરપણું, અને નિરભિમાન સમાયલાં છે તે માનવજીવનના ઇતિહાસની વિરલ વ્યક્તિઓમાં નર્મદાશંકરને માનવંતું સ્થાન અપાવે છે.

સુરત ( પોતાની જન્મભૂમિ )ને માટે કવિ નર્મદાશંકરને અસાધારણ મમત્વ હતું. સુરત પોતાના એ પનોતા પુત્રને કદી વિસારી શકશે નહીં. 'ગરવી ગુજરાત'ની જયઘોષણા કરનાર વીર નર્મદને ગુજરાત ભૂલી શકે એમ નથી: દેશદાઝ જેના હૃદયમાં ભરેલી હતી અને 'દેશાભિમાન' એ શબ્દનેજ જેણે પ્રથમ ઉપજાવ્યો હતો તે દેશપ્રેમી કવિ દેશના તરુણ પુરુષોને દેશહિતની અનેક સત્પ્રવૃત્તિઓ તરફ પ્રેરશે, સાહિત્યસેવાનેજ પોતાનું જીવન અર્પનારી એ વિરલ વ્યક્તિ દેશના સુશિક્ષિત સજ્જનોને સાહિત્યને અર્થે ભગીરથ શ્રમ લેવાનો ઉત્સાહ અર્પશે, અને જીવન દરમ્યાન વ્યક્તિગત આકર્ષણને બળે અનેક શિષ્યોનું વૃન્દ જેની આસપાસ વીંટળાઈ રહેતું તેને સાહિત્યમંદિરના એક દેવ તરીકે અનેક ભક્તજનો પૂજશે, અને નિઃસંદેહ એનું 'વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી' એટલુંજ જણાવીને સુરતનાં બે બીજાં સાક્ષરરત્નો તરફ આપણે વળીશું.

"નવલરામ ન્યારોજ પુરુષ હતો! સુધારાનો પાસ એને સચોટ લાગેલો. તેનું મન–સરોવર અંત સુધી તરંગિત રહ્યું. પટ ચઢે તો શ્વેત વસ્તુ પરજ એ ન્યાય એમણે સિદ્ધ કર્યો. એમનામાં નિરીક્ષણશક્તિ તીવ્ર હતી. મધુકર પેઠે

રસમય વસ્તુ ચૂસી તેમાંથી મધુનું આસ્વાદન કરાવતા. નિરીક્ષા કરવામાં સહાનુભૂતિનો ત્યાગ કરતા નહિ....'નવલ'ની શૈલી તો 'નવલ'જ હતી. 'સુરતી'ની જે સહૃદયતા તે એમનામાં હતી. કઠોર ગ્રામ્યતાની તો એમનામાં છાયાએ નહોતી. ઉગ્ર કુઠારથી નહીં પણ નાજુક 'નસ્તર'થી કાર્ય કરવાનું હતું અને નસ્તરની જ તીક્ષ્ણતા, કોમળતા, ને ચકચકાટ એની વાણીમાં લખલખ થતાં હતાં. નવલરામ અંતકાળ પર્યન્ત ઉગ્ર પણ સાનુકંપ નિરીક્ષક રહ્યા....આ વેળા 'ગુજરાત મિત્ર' નામનું વર્તમાનપત્ર સુધારકોના મત જાહેર કરવાનું સચોટ સાધન હતું. મર્હુમ દિનશાજી અરદેશર તાલેયરખાન તેના તંત્રી હતા, ને નવલરામ તથા મ્હારા પિતા (નંદશંકર) તેમાં વિશેષ લખતા....કરણઘેલા ઉપરનું વાર્તિક ગુજરાત મિત્રમાં નવલરામે લખ્યું હતું; ને જ્યારે વીરમતી નાટક નવલરામભાઈએ લખ્યું ત્યારે પોતે તેનું સારૂં અવલોકન કરેલું. માત્ર ખામી એટલી જ કહાડેલી કે તેમાં ધર્મ બાબત જે વાદવિવાદ છે તે નાટકને છાજે તેવો નથી, પણ નવલકથાને છાજે તેવો છે. રંગભૂમિપર એનો અભિયોગ કઢંગો જણાય છે. આદિથી અંત લગી આ પુસ્તકમાં ઐતિહાસિક પાશ દૃષ્ટિએ પડે છે. જાણે નવલરામે તે જમાનાના 'રાસડા'ના કુપ્પાઓમાંથી આ પાશ ગ્રહ્યો ના હોય! પોતે કહેતા કે જમાનાના ચિતારરૂપે પાત્રોને રસિક અને સ્પષ્ટ આલેખવામાં મ્હને તો 'વનરાજ ચાવડા' કરતાં 'વીરમતી નાટક' વધારે ગમે છે." ("નંદશંકર જીવન-ચિત્ર.")

નવલરામની જૂદી જૂદી કૃતિઓનો સંગ્રહ 'નવલ-ગ્રન્થાવલિ' નામના દળદાર પુસ્તકમાં થયેલો છે તે પરથી એ સાક્ષરે સાહિત્યના વિવિધ પ્રદેશોમાં જે કાર્ય કર્યું છે તે આપણે જોઈ શકીએ છિયે. બાળલગ્નનો હાનિકારક રિવાજ જે સમયમાં હાલ કરતાં વધારે પ્રચલિત હતો તે સમયે એ રિવાજનાં અનેક માઠાં પરિણામોનો તાદૃશ અને સચોટ ચિતાર પોતાની પ્રાસાદિક કવિતાઓ વડે આપીને એણે સમાજની સાહિત્યદ્વારા ઘણી ઉપયોગી સેવા બજાવી છે. એમના વીરમતિ નાટકમાં કળાવિધાનની દૃષ્ટિએ કેટલીક ખામી હશે, નાટકકાર તરીકે રસક્ષતિના દોષમાંથી મુક્ત રહેવાય એવી રચના એ નહીં કરી શકયા હોય, પણ મોલિયરના ફ્રેંચ નાટક ઉપરથી વસ્તુ લઈને તેમાં દેશકાળને અનુસરતા યોગ્ય ફેરફારો કરીને 'ભટનું ભોપાળું' એ નામનું નાટક એમણે લખ્યું છે તેમાં એઓ હાસ્યરસની જમાવટ ઘણી અચ્છી રીતે કરી શકયા છે. 'ઘણે ભાગે ગુજરાતીઓ–જમાનાપર્યન્ત પરાધીન રહેલા ગુજરાતીઓ આનંદ ઉલ્લાસ હાસ્ય વિહોણા છે. સુરતીઓ અને કાઠીઆવાડીઓમાં ઉપહાસ, હાસ્યવિનોદ માણવાની કંઈ કંઈ શક્તિ છે. ફ્રાન્સના સુવિખ્યાત હાસ્યપ્રધાન નાટક લખનાર મોલિયરના એક નાટકનું એમણે સુરતીઓની ઉક્ત વિનોદશીલ પ્રકૃતિને લીધે સફળ રૂપાન્તર કર્યું. ગ્રામ્યતા કે અરસિકતા દૂર રાખી માર્મિક તેમજ જરૂર પડે ત્યાં તોફાની હાસ્ય લાવી શકયા છે." (સાહિત્યરત્ન) આ ઉપરાંત તેમની કેટલીક બીજી ગદ્યરચનાઓ પણ સાદી છતાં રસભરી અને આકર્ષક શૈલીમાં લખાયલી છે. પણ

સૌથી વધારે સંગીન અને યશસ્વી કામ તો ગુજરાતના આદ્યવિવેચક તરીકે એમણે કર્યું છે. વિવેચક તરીકેની એમની પ્રવૃત્તિનું નિરૂપણ કરીને અન્તે સ્વ. ગોવર્ધનરામભાઈ લખે છેઃ—

"આ પ્રમાણે જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઈને મ્હોટપ આપી, કોઈને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઈને શીખામણ આપી, કોઈને સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી –અબોલા રહી, નવલરામ સર્વ ન્હાના મ્હોટા ગ્રન્થકારોની પરીક્ષા કરતાં વિવેક રાખે છે, "મારવો તો હાથી અને લુટવો તો ભંડાર" એ ન્યાયે વર્તે છે, કોઈ ન્હાના કે મ્હોટાનામાં કંઈક ગુણ છે એવું લાગ્યા વગર ગુણદોષની કથાથી માંસલ પરીક્ષા અથવા શુષ્ક વિવેચન સરખું પણ કરવાનું માથે લેતા નથી, જ્યાં ગુણ લાગે છે તેનું કીર્તન કર્યા વિના રહેતા નથી, રાગદ્વેષ રાખતા નથી, અને અંતઃકરણમાંથી ગુજરાતી ભાષાની સંવૃદ્ધિ અને સંપત્તિ ચાહે છે. તેનાં કોઈ વિવેચનમાં વાપરેલો વિવેક આપણને ભુલ ભરેલો લાગશે, કોઈ પરીક્ષામાં આપણો અને તેમનો મત એક નહીં થાય એમ પણ થશે; પણ સર્વત્ર ગ્રન્થો અને ગ્રન્થકારોપર તેમની પ્રીતિ અને ઉલટ તેમને બોલાવે છે, દોષ નહીં પણ ગુણ શોધવા એમનું ચિત્ત પયત્ન કરે છે, અને ગુણને અંગે દોષ કથતાં તેઓ ડરતા નથી. નવલરામની પુસ્તકપરીક્ષા બધી રીતે સંપૂર્ણ નથી, પણ એ

આપણે આપેલી વ્યાખ્યા પ્રમાણે ગ્રન્થપરીક્ષક હતા. એમનામાં પરીક્ષકશક્તિ અને પરીક્ષકવૃત્તિ હતી, અને જેમ જેમ તે પરિપકવ થઈ તેમ તેમ તે સારી રીતે ખીલી એની ના કોણ કહેશે ? ગુજરાતી સાક્ષરમંડળની એમના ઉપર નિર્વિવાદ પ્રીતિ છે તેનું મૂળ જ આ "ગુણપરીક્ષક" પરીક્ષા છે. આ સર્વ પરીક્ષાઓ ગુણમધુના આ મધુકરનો ગુંજારવ છે–પછી તે વ્યક્ત છે કે અવ્યક્ત છે એ જુદી વાત છે. આ મધુર સર્વરસિક ગુંજારવ છેક અંતકાળ સુધી નવલરામે કર્યો છે."

નંદશંકરભાઈએ 'કરણઘેલો' એ એકજ પુસ્તક લખ્યું છે; છતાં એ એક પુસ્તક વડે એ સાક્ષરરત્ને જે અક્ષય કીર્તિ સંપાદન કરી છે તેવી ત્યાર પછીના થોકડાબંધ ઐતિહાસિક કે અન્ય પ્રકારની નવલકથા રચનારાઓમાંથી કેટલાને સાંપડી છે? એનાં છટાદાર વર્ણનો, એનાં બોધ-ભર્યાં રૂપકો, એની વસ્તુસંકલના, એનો હાસ્યરસ, એ સર્વનો જ્યારે આપણે વિચાર કરીએ છિયે ત્યારે આપણને પણ લાગ્યા વિના રહેતું નથી કે રા. વિનાયક કહે છે તેમ "ગુજરાતી ભાષા જ્યાં લગી બોલાતી, વંચાતી રહેશે, ત્યાં લગી કરણઘેલો તો લોકમાં પ્રિય રહેવાનોજ."

('ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ'નો
હીરક મહોત્સવ અંક, ઈ. સ. ૧૯૨૩)

'નૂપુરઝંકાર' નામનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયા પછી હાલમાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથ તરફથી એક નવું કાવ્ય બહાર પડ્યું છે, અને તે પુસ્તકના આરંભમાં પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને હાથે જે 'ઉપોદ્ઘાત' લખવામાં આવ્યો છે તેમાં એ કાવ્યનું ટૂંકું પણ સમર્થ અવલોકન કરવામાં આવ્યું છે. રા. નરસિંહરાવનું આ કાવ્ય કેવા પ્રકારનું છે, એ પ્રકારના કાવ્યમાં કયાં કયાં તત્ત્વો હોવાં જોઇએ, અને તે તત્ત્વો આ કાવ્યમાં કેટલે અંશે જોવામાં આવે છે તે પ્રો. આનન્દશંકરે પોતાના 'ઉપોદ્ઘાત'માં બતાવ્યું છે, અને એ ચર્ચાને અંગે પશ્ચિમના એ પ્રકારના કાવ્યસાહિત્યનું પણ અતિ સંક્ષિપ્ત અવલોકન કરીને એડમંડ ગૉસના આપેલા લક્ષણની કસોટીથી

એ કાવ્ય એમણે તપાસ્યું છે. ‘સ્મરણસંહિતા’નું કાવ્ય વાંચવાને જેઓ પ્રેરાશે તેઓ પ્રો. આનન્દશંકરનું એ અવલોકન પણ વાંચશે, અને કાવ્યનો રસ ઝીલવાને વધારે સમર્થ થશે. એવું સામર્થ્ય બક્ષવાના ઉચ્ચાભિલાષથી આ લેખ લખવામાં આવ્યો નથી, પણ જેમણે એ પુસ્તક હાથમાં ન લીધું હોય તેમનું એ તરફ ખાસ લક્ષ દોરવું એટલો જ આ લઘુ લેખનો ઉદ્દેશ છે.

સ્વ. નલિનકાન્ત, જેમનું નામ સાહિત્યક્ષેત્રમાં અપરિચિત નથી, તેમના અકાળ મૃત્યુથી કવિના વત્સલ હૃદયમાં જે લાગણી થયેલી તેનાથી આ કાવ્યનો ઉદ્ભવ થયો છે. હૃદયની લાગણી વિના સાચી કવિતાનો ઉદ્ભવ કદી થતો નથી. અન્તરની ઊર્મિ વિનાના ઉદ્ગારોમાં અન્યને આકર્ષવાનું સામર્થ્ય કદી હોતું નથી; હૃદય કોમળ બન્યા વિના હૃદયના ઊભરા કદી સંભવતા નથી. આત્માને ઉછાળે એવા અનુભવો બહારની કે અન્તરની સૃષ્ટિમાં મળ્યા વગર કવિતારૂપે આત્માનો આવિર્ભાવ કદી થતો નથી;—આ નિયમ હરેક પ્રકારની કાવ્યરચનાને લાગુ પડે છે. રા. નરસિંહરાવે જે પ્રકારની રચના રચી છે તે પ્રકાર પણ આ નિયમને જ વશ છે. મૃત્યુના કરુણ પ્રસંગથી જેના હૃદયમાં કંઈ પણ ક્ષોભ થયો નથી તે કદી એ નિમિત્તની કાવ્યરચના રચવાને પ્રેરાતો નથી, અને પ્રેરણા વગરની રચના તે કાવ્યરચના નથી પણ ઠાલા શબ્દો છે, મિથ્યા પ્રલાપ છે, વ્યર્થ બકવાદ છે. રા. નરસિંહરાવના હૃદયમાં પુત્રના અકાળ મૃત્યુથી કુદરતી રીતે ઉંડો શોક થયો હતો, એમનું હૃદય

દ્રવ્યું હતું, એમના હૃદયમાં અનેક ઊભરાઓ આવ્યા હતા. એ હૃદયના ઊભરાઓને આ કાવ્યરચના વડે એમણે બહાર કાઢયા છે.

મૃત્યુના કારણથી સંક્ષોભ પામેલાં હૃદયોમાંથી જે કવિતા નીકળે છે તે સઘળી એકસરખી હોતી નથી. કોઈ ઘણી ટૂંકી હોય છે તો કોઈ જરા વધારે લાંબી હોય છે. કોઈમાં મરનારની સાથેના ભૂતકાળના પ્રસંગોનાં સ્મરણો વધારે વિસ્તારથી નોંધાયાં હોય છે, તો કોઈમાં તે થોડાં થોડાં અને આછાં આછાં હોય છે. કોઈમાં તત્ત્વચિંતન નહીં જેવું હોય છે, તો કોઈમાં તત્ત્વચિંતનને જ વિશેષ પ્રાધાન્ય અપાયલું આપણે જોઇએ છિયે. અંગ્રેજી સાહિત્યમાં એવી જૂદી જૂદી તરેહની રચનાઓ જોવામાં આવે છે અને એ જૂદી જૂદી રચનાઓને માટે નામ પણ જૂદાં જૂદાં પાડવામાં આવ્યાં હોય છે. આપણા સાહિત્યમાં એવા પ્રકારની વિવિધતા નથી, એટલે એવી જૂદી જૂદી રચનાઓને માટે જૂદાં જૂદાં નામ પાડવાની પણ આપણને જરૂર પડી નથી. રા. નરસિંહરાવે જે પ્રકારની રચના આપણી આગળ રજુ કરી છે તેને માટે 'મરણનિમિત્તક ચિંતનાત્મક કરુણપ્રશસ્તિ,' અથવા ટૂંકામાં 'કરુણપ્રશસ્તિ' એવું નામ યોજવામાં આવ્યું છે. એ નામથી રા. નરસિંહરાવની રચનાનાં ખાસ લક્ષણો ઘણી સચોટ રીતે સૂચવાય છે અને અંગ્રેજી સાહિત્યના વિકાસને પરિણામે એ સાહિત્યમાં 'elegy' એ નામનો જે વિશિષ્ટ કાવ્યપ્રકાર જોવામાં આવે છે તેના સ્વરૂપનું એ નામથી સ્પષ્ટ ભાન થાય છે

એ વાત ખરી છે, તોપણ એ પ્રકારના સાહિત્યની બહુ સાંકડી મર્યાદા ન આંકતાં પ્રો. હડ્સને 'elegy'નું જે લક્ષણ આપ્યું છે* તે ધ્યાનમાં લઈ સઘળા 'મરણનિમિત્તક' શોકોદ્ગારને આપણે એકજ વર્ગમાં મૂકીએ તો તેમાં મને કંઈ અનુચિત જણાતું નથી. કાવ્ય લાંબું છે કે ટૂંકું છે, એમાં તત્ત્વચિંતન ઓછું છે કે વધારે છે એ પ્રશ્ન ગમે તેટલો પણ ગૌણ છે. એ પ્રશ્નના નિર્ણય ઉપર કોઈ પણ રચનાની સફળતા કે નિષ્ફળતાનો આધાર રહેતો નથી. જે ખાસ જરૂરનું છે તે એ છે કે કાવ્ય ખરેખરી હૃદયની લાગણીથી રચાયલું હોવું જોઇએ અને તેમાં ઉંચા પ્રકારનું કલાવિધાન હોવું જોઇએ. મરણના નિમિત્તથી રચાયલી કાવ્યરચનામાં જો શોકની લાગણી સાચી હોય અને તેનું કલાવિધાન જો ઉંચા પ્રકારનું હોય તો તે અન્યના હૃદય ઉપર ઘણી સહેલાઈથી અસર કરી શકશે. એવી સઘળી રચનાઓને એક જ વર્ગમાં મૂકવામાં આવે તો તે કોઈ પણ રીતે અશાસ્ત્રીય ગણી શકાય નહીં. એ વિશાળ વર્ગમાં રઘુવંશના અજવિલાપનો અને કુમારસંભવના રતિવિલાપનો પણ ઘણી યોગ્ય રીતે સમાવેશ થઈ શકશે.

રા. નરસિંહરાવે પોતાના કાવ્યને 'સ્મરણસંહિતા' એવું નામ આપ્યું છે. એ કાવ્યમાં કવિએ મરનારનાં વિવિધ સ્મરણોની ટૂંકી નોંધ લીધી છે. એ સ્મરણોમાં

---

* "In its simplest form......this is a brief lyric of mourning or direct utterance of personal bereavement or sorrow."

અત્યુક્તિનો દોષ આવે નહીં તેની કવિએ ખાસ કાળજી રાખી જણાય છે. એ સ્મરણો થોડાં થોડાં અને આછાં આછાં છે, એ સ્મરણોની નોંધ ટૂંકી ટૂંકી રાખવામાં આવી છે, અને એ સ્મરણો સઘળાં એક ઠેકાણે સામટાં ન ઠાલવતાં કવિના હૃદયમાં છૂટક છૂટક એ સ્મરણો જેમ જેમ સ્ફુરતાં ગયાં તેમ તેમ તેની નોંધ લેવામાં આવી છે. આ સઘળું કવિના ઉંચા કલાવિધાનની સાક્ષી પૂરે છે. કવિના ખાનગી જીવનની સૂક્ષ્મ વિગતો વાચકના હૃદયને સ્પર્શ કરવામાં હમેશાં સફળ નીવડે નહીં. એ વિગતો જોઈએ તે કરતાં વધારે હોય તો તો વાચકને કંટાળો જ આવે. પણ એવી વિગતોમાં ઉંડા ઉતરવાની લાલચને આ સ્થળે કવિએ યોગ્ય અંકુશમાં રાખી છે, તેને લીધે કાવ્યમાં લેશ પણ રસક્ષતિ ન થતાં વાચકનું હૃદય પણ કવિની સાથે કરુણ રસના પ્રવાહમાં તણાયું જાય છે.

'સ્મરણો'ના કરતાં પણ ઘણું વધારે આગળ પડતું અને અત્યન્ત આકર્ષક જે તત્ત્વ આ કાવ્યમાં જોવામાં આવે છે તે તત્ત્વચિંતનનું છે. એવું કહેવામાં આવે છે કે હમેશાં આશ્ચર્ય એ હરેક પ્રકારના તત્ત્વચિંતનનું ઉંડામાં ઉંડું કારણ છે; પરન્તુ આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી જે વિશ્વની વિવિધ વસ્તુઓ છે તેમાં પણ મૃત્યુનો બનાવ એ સર્વથી વધારે આશ્ચર્યકારક છે. આ કારણથી 'મૃત્યુ એ શું હશે?' એ અને એવા અનેક પ્રશ્નો માનવીને છેક પુરાતન કાળથી તત્ત્વચિંતનને માટે યોગ્ય વિષય પૂરો પાડતા આવ્યા છે. એ પ્રશ્નોને લગતું તત્ત્વચિંતન આ મરણનિમિત્તક કાવ્યમાં

પણ પ્રવેશ પામ્યું છે. અહીં સ્વાભાવિક રીતે શંકા ઉઠાવી શકાય કે તત્ત્વચિંતન એ શું કવિતાને અનુકૂળ વ્યાપાર છે ખરો? તત્ત્વચિંતન એ ફિલસુફીનો વિષય છે; કવિતાનો નહીં. તત્ત્વચિંતનના અમૂર્ત વિચારોને નહીં, પણ રમણીય વૃત્તાન્ત આદિનાં મૂર્ત સ્વરૂપોને કવિતામાં સ્થાન મળે છે. કવિતાનું ખરૂં રાજ્યાસન માનવીના હૃદયમાં છે, બુદ્ધિમાં નહીં. હૃદયમાંથી જ એની ઉત્પત્તિ થાય છે, અને હૃદય ઉપર જ ઉંડી અસર કરીને એ તેને ઉચ્ચતર સ્થિતિમાં લાવે છે. તત્ત્વચિંતન કરવું, જ્ઞાન આપવું, સિદ્ધાન્તો સ્થાપવા એ કામ કવિતાનું નથી પણ ફિલસુફીનું છે. હૃદયને જાગ્રત્ કરવું, જીવનમાં રસ રેડવો, આત્માને અલૌકિક આનન્દ આપવો એ જ કામ કવિતાનું છે. ત્યારે આ રચનામાં આપણે જે તત્ત્વચિંતન જોઈએ છિયે તે એ રચનાને કવિતાના પ્રદેશમાંથી દૂર કાઢીને ફિલસુફીના પ્રદેશમાં વદાય કરે છે એમ ખરૂં કે નહીં? એ રચનામાં અમૂર્ત વિચારોને જે પ્રાધાન્ય અપાયું છે તે કળાની દૃષ્ટિએ એમાં રસક્ષતિ આણે છે કે નહીં? આ પ્રશ્નનો ઉત્તર નકારમાં આપવાની આપણે હિંમત કરી શકીએ છિયે તેનાં કેટલાંક ખાસ કારણો છે. પ્રિયજનનું મરણ એ એક એવો બનાવ છે કે જે આપણા હૃદયને સ્વાભાવિક રીતે જ તત્ત્વચિંતન તરફ દોરી જાય છે. એ હૃદયની પ્રેરણાને આધીન થઈને જ કવિએ આ સ્થળે તત્ત્વચિંતન આદર્યું છે. એ તત્ત્વચિંતનનો ઉદ્ભવ કવિના હૃદયમાંથી થયો છે. એ તત્ત્વચિંતન કવિના ઉંડા શોકના કુદરતી પરિણામ તરીકે આવિર્ભૂત થયું છે. આવિર્ભાવ પામતી વખતે પણ

એ તત્ત્વચિંતનનો કવિના હૃદયની સાથેનો ગાઢો સમ્બન્ધ બહુધા સચવાઈ રહેલો આપણા જોવામાં આવે છે. જ્યાં એ સમ્બન્ધ જરા શિથિલ થઈ ગયો છે (અને એવાં સ્થળો ઘણાં થોડાં જ છે) ત્યાં કંઈક રસક્ષતિ પણ હોય એવું આ લેખકને જણાયું છે. ઉદાહરણ તરીકે,

"અન્ય મત, મુજ મન કહે,
ઉપપત્તિ કેરી વિરુદ્ધ છે."

—એવાં વચનો લાગણીના પ્રદેશથી વેગળાં ગયેલાં હોવાથી કંઈક શુષ્ક બની જાય છે, હૃદય પર જોઈએ તેવી અસર કરી શકતાં નથી. એની જ સાથે એની આગળની કેટલીક પંક્તિઓ સરખાવોઃ—

"રૂપ ભૌતિક લુપ્ત તુજ,
રૂપ કે'વું હવે હશે?
ભેટતાં પરલોકમાં
અન્યોન્ય ઓળખ કંઈ થશે? ૧

દેહના અસ્તિત્વ પર
તુજ સ્મરણ શું ટકશે?
દેહ થાતાં લુપ્ત શું
તુજ સ્મરણ પણ લુપ્ત જ થશે? ૨

ઓ! બચાવો કોઈ એ
હીન વિસ્મૃતિમાંથી;
દૃષ્ટિપથથી દૂરને,
નવ વીસરું,–એ દો સ્થિતિ." ૩

આ એક ઉદાહરણ આ કાવ્યમાં કેવા પ્રકારનું તત્ત્વચિંતન કરવામાં આવ્યું છે તેનો કંઈક ઝાંખો ઝાંખો

પણ ખ્યાલ વાચકને આપી શકશે. એ તત્ત્વચિંતનને અંગે કવિએ જે સિદ્ધાન્તો પ્રકટ કરેલા છે તેમાંના કેટલાક કવિના પોતાના શબ્દોમાં ઉતારવાની લાલચને હું આ સ્થળે રોકી શકતો નથીઃ—

ખંડ ૧ લો.

"સત્ય ગૂઢ જ સોધવા
મરી મથિયે જે હમે;
તે અલૌકિક જ્યોતિમાં
પ્રત્યક્ષ જોતો તું હવે; ૬૩

શોક શિદ કરવો પછી
પુત્ર! તુજ અવસાનનો?
ધન્ય બની તું ભોગવે,
આનન્દ અમૃતસ્થાનનો." ૬૪

ખંડ ૨ જો.

"કટુ ઓષધ મ્હેં પીધાં,
દેહહિતકાજે ઘણાં
મુખ બગાડ્યું ના જરી,
પાળ્યાં વચન વૈદ્યોતણાં. ૩૦

પરમ વૈદ્યે આપિયું
આત્મહિતને કાજ જે,
કેમ સ્થિર રહી ના પીઉં,
કટુભાસી ઓષધ આજ એ? ૩૧

રોગશાન્તિ સધાવવા,
આત્મબલને પોષવા,
પાયું ઓષધ પીઉં તે;
મુજ વૈદ્યને દઉં દોષ કાં?" ૩૨

ખંડ ૩ જો.

"ઈશ્વરેચ્છા બલવતી,
શરણુ થાવું તેતણે;–
મ્લાન વચનો બોધનાં
શાણા જનો મુજને ભણે. ૧

બોધ એ નવ ઉર વસે,
તત્ત્વ બીજું જાણું હું;
શરણપદ લાચારીનું
તે ગુણરૂપે ન વખાણું હું. ૨

ઈશ — ઇચ્છાસંગમાં
ભેળું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા
થાતાં મધુરતા છે ખરી; ૩

ઈશની ઇચ્છાતણા,
'સ્વરનો' સંગે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો;–
સંગીત એ તો અવનવું. ૪

* * *

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જતો વિકાસે મ્હાલતો; ૭

..............................

ગૂઢ છે કંઈ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રૂહે બની; ૧૪

મન્દ માનવકીટ હું
દિવ્ય એ સંગીતમાં
દોષ કયમ કાઢી સકું ?
કયમ ભંગ કરું સ્વરરીત્યમાં ? ૧૫

* * *

સ્નેહ, પ્રેમ, ઉદારતા—
મધુર સ્વર જે'માં બને,
ક્ષમામેળ ઘટંતું તુજ
જીવનતણું સંગીત એ; ૧૮

મૂક શું એ થઈ જશે,
મૃત્યુના આઘાતથી ?
મધુરતાપડઘા રહે ?
શ્રોતા શું ગીતતણા નથી ? ૧૯

ગીત એ નથીં વિરમિયું.
વ્યર્થ નથીં સ્વરયોગ એ,
અધિક ઉત્ક્રમ પામતું
સંગીતનાયક તે સુણે. ૨૦

મર્ત્ય જીવન તે ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીતસમૃદ્ધિ તો
પરકાલસંગીતે વસે. ૨૧

* * *

મૃત્યુ નવ પૂરું કરે
જીવનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય; જવું તહિં. ૨૭

* * *

પૂર્ણ થઈ તુજ બાળનો
આદિ આત્મવિકાસ, જો!
અધિક ઉત્ક્રાન્તિ થવા
તાતે લીધો નિજ પાસ, જો! ૩૯

છે સમીપ સદાય એ,
દેખજો ને સ્પર્શજો;
પ્રેમ સંભાષણ કરી,
ધરજો અલૌકિક હર્ષ, જો! ૪૦

અધિક એથી શું તમો
માગશો આ જીવને?
પાઞ્ચભૌતિક રૂપમાં
પાછો શું એ માનવ બને? ૪૧

તજી દિવ્ય સ્વરૂપને
નિન્દ્ય સ્થૂલ ધરે ફરી,–
ઇચ્છશો શું સ્વાર્થથી
એ અધમગતિ પ્રિયજનતણી? ૪૨

* * *

મૃત્યુકેરું સ્વરૂપ જો
સાચું માનવ પ્રીછશે
દ્વાર નવજીવનતણું
જાણી નિરન્તર રીઝશે; ૪૫

..........................

અનન્ત આ જીવનસિન્ધુમધ્ય
મૃત્યુ બને બુદ્બુદ, તેહ સદા
જાએ ફૂટી જો! કંઇ વારવારે,
ને સિન્ધુ તો વહી રહે અવિરામ ધારે. ૪૯

* * *

તાત–અંકે તું વશ્યો,
તદપિ મુજને પદપદે
તું હવે પ્રત્યક્ષ છે,
નથી નષ્ટ તું,–મુજ ઉર વદે, ૫૮
ને સદા અમ–આત્મમાં
પૂર્ણ ઓતપ્રોત તું
સૂક્ષ્મરૂપે ચિર વશી
પ્રગટાવ્ય પ્રેમજ્યોત તું." ૫૯

રા. નરસિંહરાવના વિચાર કે વાણીમાં બુદ્ધિને અગમ્ય એવું તત્ત્વ, જે કેટલાક કવિઓમાં ઘણું આગળ પડતું હોય છે અને જે કેટલાક વાચકોને પણ ઘણું રુચિકર લાગતું જણાય છે, તે બીલકુલ જોવામાં આવતું નથી. એમની કવિતામાં સંસ્કૃત શબ્દો ઘણા આવે છે એ ખરૂં, અને સંસ્કૃત ભાષાનો જેમને પરિચય ન હોય તેમને પોતાના ભાષાજ્ઞાનની ખામીને લીધે અર્થગ્રહણમાં કંઈક મુશ્કેલી જણાય એ પણ સંભવિત છે, પરન્તુ શબ્દોના અર્થ સમજાયા છતાં પણ અમુક પ્રકારની દુર્બોધતા અન્યત્ર આપણા જોવામાં આવે છે તે એમની રચનાઓમાં લેશ પણ હોતી નથી. એમના વિચારો આપણને સંમત હોય કે ન હોય, એ વિચારોમાં આપણને રમ્યતા જણાય કે ન જણાય, પણ એ વિચારો યથોચિત વાણીમાં મૂકાયા હોય છે અને તે વાણી કવિના હૃદયનું યથાર્થ પ્રતિબિમ્બ પાડે છે એટલું તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છિયે. ઉપર ટાંકવામાં આવેલી પંક્તિઓ જે સિદ્ધાન્તોને પ્રકટ કરે છે તે ઘણા પ્રૌઢ વિષયને લગતા છે અને 'સમાનદુઃખવાળાં અન્ય મનુજ બન્ધુભગિનીઓને' આશ્વાસન આપવાનું

અદ્ભુત સામર્થ્ય ધરાવે છે તેથીજ એના રમણીય સ્થાનક ઉપરથી છૂટા પાડવાનું જોખમ વ્હોરી લઈને પણ આ લેખકે એ સિદ્ધાન્તોને આ સ્થળે કવિના પોતાના શબ્દોમાં પ્રકટ કર્યા છે. એ સિદ્ધાન્તોની સંક્ષિપ્ત નોંધ પ્રો. આનન્દશંકરે પોતાના ઉપોદ્ઘાતમાં લીધેલી છે, અને તે ખાસ વાંચવા જેવી છે. એ નોંધ આ સ્થળે ફરીથી લેવાની જરૂર જણાતી નથી. અત્રે તો હું એટલુંજ કહીશ કે આ કાવ્યમાં જે તત્ત્વચિંતન છે તે ફિલસુફનું તત્ત્વચિંતન નથી, પણ કવિનું તત્ત્વચિંતન છે, એ તત્ત્વચિંતન કવિના અન્તર્‌માંથી નીકળેલું છે, કવિના હૃદયના રંગથી રંગાયલું છે, કવિની લાગણીઓ સાથે ભળેલું છે, કવિનાં સ્નેહભર્યાં સ્મરણોની સાથે સંકળાયલું છે, તેથી તે કવિતાને શુષ્ક બનાવતું નથી, પણ તેના રસમાં અભિવૃદ્ધિ કરે છે. એ તત્ત્વચિંતન કવિતાના કરુણરસને પોષે છે, અને કવિહૃદયની સાથે વાચકહૃદયને પણ પરમાત્મા તરફ વાળીને અચ્છો ભક્તિરસ ઝમાવે છે.

૨. નરસિંહરાવનો કુદરત તરફનો પ્રેમ જાણીતો છે. એ પ્રેમને લીધે કુદરતના કેટલાક સુન્દર દેખાવોનું રસભર્યું વર્ણન આ તત્ત્વચિંતનના કાવ્યમાં પણ એમને હાથે દાખલ થયું છે. જેમ ખંડહરિગીત એ છન્દ આ કાવ્યમાં પ્રધાનપણું ભોગવતો હોવા છતાં સ્થળે સ્થળે બીજા છન્દો પણ દાખલ થઈને કાવ્યમાં વૈવિધ્ય આણે છે તેમ તત્ત્વચિંતન આ કાવ્યમાં સૌથી આગળ પડતું હોવા છતાં તેમાં કુદરતનાં વર્ણનો વગેરે બીજાં તત્ત્વો પણ ભળે છે અને આખી રચનાને રસમય બનાવી મૂકે છે. ઉદાહરણ તરીકે, કંઈક

આશ્ચર્ય સાથે આપણે જોઈએ છિયે કે આ ચિંતનાત્મક કાવ્યની પહેલી જ પંક્તિઓ કુદરત વિષેની છે. સમુદ્રના હૃદય ઉપર રહીને ઉલ્લાસથી ઉછળતા અને ઉજ્જવળ હાસ્ય કરતા અણુગણ્યા તરંગોના વર્ણનથી કવિએ પોતાના કાવ્યનો આરંભ કર્યો છેઃ—

"ઉછળી ઉલ્લાસથી
સિન્ધુ-ઉર પર રાજતા
હસે ઉજ્જ્વલ હાસથી
અણુગણુ તરંગો આજ આ;" ૧

—એ સમુદ્ર અને તેના તરંગોનો કવિને ઘણો સારો પરિચય છે, એ તરંગોને એણે અનેક વાર ઉછળતા જોયા છે, એ તરંગોનું ઉજ્જવળ હાસ્ય એણે ઘણીએ વેળા નિહાળ્યું છે, એ તરંગોને એ પોતાના બન્ધુ જેવા જ ગણે છે, એ તરંગોના તરફ એનો નિરન્તર સમભાવ રહે છે, એ તરંગોને હસતા જોઇને એને પણ હમેશાં હસવું આવે છે, છતાં એ તરંગોનું હાસ્ય આજે કવિના કોમળ હૃદયને પ્રફુલ્લિત કરવાને તદ્દન અસમર્થ નીવડે છે, આજે એ તરંગોની સાથે એનું હૃદય હસી શકતું નથી, આજે એ હૃદયમાં હાસ્યને માટે સ્થાન નથી, એટલું જ નહીં પણ એ હૃદય રડવાને અસમર્થ છે. વાણીમાં વર્ણવ્યો પણ ન જાય એવો કોઈ ઉંડો ભાર એ હૃદયને આજે સ્તબ્ધ બનાવી મૂકે છે. એ ભાર શેનો છે? આ જીવનના વિશાળ સિન્ધુમાંનો એક તરંગ, જે આજસુધી ઉલ્લાસથી ઉછળતો હતો, તે આજે એ સિન્ધુના ઉર ઉપર ઉછળતો જણાતો નથી! આ શોકનો ભાર કવિના હૃદયને ગુંગળાવી નાંખે છે, અને તેને રડવાને

પણ અસમર્થ બનાવી દે છે. મુખેથી શબ્દ ઉચ્ચારવા પણ એને ગમતા નથી, છતાં એનું હૃદય એની મેળે પોતાનો ભાર હલકો કરવાનો માર્ગ લે છે, અને પરિણામે એ હૃદયના ઉદ્‌ગારો કવિતારૂપે પ્રકટ થાય છે. આ પ્રમાણે કવિની વ્યગ્ર મનોદશાનું આબેહૂબ નિરૂપણ આ પહેલી પંક્તિઓમાં કરાયલું છે.

એક ઉલ્લાસભર્યું હૃદય ઉછળતું બંધ થવાથી કાલમાં અને આજમાં જે અમાપ ભેદ પડી ગયો છે તેનો ગૂઢાર્થ કવિ શોધે છે, અને ભૂત અને વર્તમાન સ્થિતિ વચ્ચે પડી ગયેલા મોટા અન્તરને તોડી નાંખનારા ભવિષ્યને માટે સોત્કંઠ રહીને પૂછે છે કે—

"નાચશે ઉર શું ફરી,
પૂર્વના ઉલ્લાસથી?
મુખ ઉપર શું વ્યાપશે
શુભ ચન્દ્રિકા સુખહાસિની? ૮

હાસ્ય જે રમતો હતો,
પૂર જીવનજોસમાં;
આજ એ ચાલી ગયો
હા! લાડકો મુજ રોષમાં! ૯

પેલું શરદ્ બિમ્બ જો!
સિન્ધુમાં ડૂબી જઈ;
પાછું હાસ્ય પ્રભાતમાં
ઉલ્લાસભર થાશે છઈ. ૧૦

બાળ મુજ લુપ્ત જ થયો
મૃત્યુના પટ પાછળે;
શું છતો પાછો થશે?
હમને ફરી શું એ મળે?" ૧૧

વહાલા બાળકનાં વિવિધ પ્રકારનાં સ્મરણોને કવિ પોતાના હૃદયમાં ઘોળે છે, એવામાં એ મીઠાં સ્મરણોમાંથી પણ હાલના અસહ્ય દુઃખનો અગ્નિ સળગી ઊઠતાં કવિને આઘાત થાય છે અને એ સ્મરણમાળાને પડતી મૂકીને કવિ વિચાર કરે છે કે જે જીર્ણ ઘટના હોય તે જાય અને નવીન ઘટના એનું સ્થાન લે એ વિશ્વનિયંતાનો વ્યાપક નિયમ આજે તૂટ્યો! ત્યારે શું એ નિયમ દૃઢ નથી?

"વૃદ્ધિ ને ક્ષય નિયમનું
તત્ત્વ સૃષ્ટિક્રમ વિશે
જગનિયંતા! તેં મૂક્યું,
તે તોડતો તું ક્યમ હીંસે? ૩૦

જીર્ણ ઘટના જાય, ને
સ્થાન હેનું નવીન લે,
એહ વિશ્વવિકાસમાં
વ્યાપક નિયમ સઘળે પળે; ૩૧

એહ સ્થિર ક્રમયોજના
આજ ત્હેં ક્રમભંગથી,
બાળ મુજ પૂર્વે હરી,
તોડી; નિયમ શું દૃઢ નથી?" ૩૨

—આ પ્રમાણે શોકોદ્ગાર, સ્મરણો, તત્ત્વચિંતન વગેરે જૂદાં જૂદાં તત્ત્વો એકઠાં મળીને આ કાવ્ય વાચકના હૃદયને આકર્ષે છે, અને વિચાર તેમજ વાણી એ ઉભયના એકસરખા સામર્થ્યને પ્રતાપે આ કાવ્ય છેક છેવટ સુધી વાંચી જવાનો અને તેમાંના પ્રૌઢ વિચારો ઉપર મનન કરવાનો વાચકને કુદરતી રીતે ઉમળકો થઈ આવે છે. વચમાં વચમાં શૃગાલશા અને સન્ધ્યાવતીનું આખ્યાન,

'મંગલ મન્દિર ખોલો, દયામય! મંગલ મન્દિર ખોલો!' એ પંક્તિથી શરૂ થતી સુકુમાર ભાવોની ભરેલી ભૈરવી, 'મૃત્યુના મરણ' વિષેની ગરબી વગેરે રસિક અંશો દાખલ કરવામાં આવ્યા છે તે કાવ્યની મોહકતામાં ઘણો વધારો કરે છે. શૃગાલશા અને સન્ધ્યાવતીની જે કથાનો આ રચનામાં ઉપયોગ કરવામાં આવ્યો છે તે કથા એવી રીતની છે કે ભગવાન્ પોતે અઘોરીનું રૂપ લઇને આ દંપતીની કસોટી કરવા ગયા હતા અને તેમની પાસેથી પોતાના ભક્ષને માટે તેમના પુત્રની માંગણી કરી હતી; પણ અડગ ભક્તિવાળાં આ દંપતીએ કંઈ પણ અશ્રુ ઢાળ્યા વગર અને કંઈ પણ શોક કર્યા વગર પોતાના લાડકા બાળકને અર્પણ કર્યો તે જોઈ પ્રભુ પ્રસન્ન થયા અને બાળકને નવું જીવન અર્પણ કરીને જાગ્રત્ કર્યો. આ ઉપરથી કવિ વિચારે છે કે '**कालोऽस्मि लोकक्षयकृत्**' એવું જેણે ભગવદ્ગીતામાં કહ્યું છે તે પ્રભુએ પોતે કાળનું સ્વરૂપ ધારણ કરીને મારા સુતનો ભોગ લીધો અને મૃત્યુને પેલે પાર જે નવલું જીવન રહ્યું છે તેનો લાભ તેને આપ્યો. આ પ્રમાણે શૃગાલશાના પુત્રને જેમ નવજીવનની પ્રાપ્તિ થઈ હતી તેમ મારા પુત્રને પણ નવજીવનની પ્રાપ્તિ થઈ છે, પણ શૃગાલશાની આવી રીતે જ્યારે કસોટી કરવામાં આવી હતી ત્યારે શૃગાલશાએ એવું વરદાન માગી લીધું હતું કે આવી ભયંકર કસોટી તમે કોઈની કરશો નહીં! એ વરદાન પ્રભુએ આપ્યું કે નહીં તેનો ખુલાસો કથામાં આવતો નથી, પણ પ્રભુના અડગ ભક્તે એ વરદાન માગ્યું

તો હતું જ. તે છતાં—કવિ આ સ્થળે અતિ હૃદયદ્રાવક શબ્દોમાં પૂછે છે કે—

"પ્રભો ! તથાપિ મુજને કર્યો કાં
બે બાલકો હરી લઈ ઉરરત્ન મોંઘાં ?"

— આ પ્રશ્ન કવિથી સ્વાભાવિક રીતે પૂછાઈ જાય છે, પણ એ પ્રશ્ન પૂછવાની સાથે જ એની અયોગ્યતા કવિને જણાઈ આવે છે અને એ કહે છેઃ—

"ખરે, બન્નું હું અપરાધી કે'વો
દયાળુને પૂછી જ પ્રશ્ન હેવો !
કસોટી નિત્યે અહિં ભક્તિકેરી
ચાલી રહી જગ વિશે દુખથી ભરેલી. ૨૪

કરેછ લોકક્ષય કાલ જેહ,
અલોકયને સ્પર્શ કરે ન તેહ;
અલોક્ય આત્મા મુજ બાળનો જે,
તે દિવ્યધામ નવજીવનમાં વિરાજે. ૨૫

અને જો આ પ્રમાણે છે તો મૃત્યુ અને દુઃખ એ બેઉ ભલે આ જગત્‌માં હોય ! ભલે તમારા વડે પ્રભુ અમારી કસોટી કર્યાં કરે ! મૃત્યુ જો પ્રભુએ મોકલ્યું હોય તો તે ભલે આવ્યું, કારણ કે તે નવજીવનનાં દ્વાર ઉઘાડે છે; દુઃખ જો પ્રભુએ મોકલ્યું હોય તો તે ભલે આવ્યું, કારણ કે એ હૃદયને સ્થાયી બોધનું આપનારૂં છે. એ દુઃખ કાળે કરીને ઘસાશે, પણ એ દુઃખ જે સ્થાયી બોધની ઉંડી છાપ આપણા હૃદય ઉપર પાડે છે તે કદી ઘસાશે નહીં.

"ઓ મૃત્યુ ! ઓ દુઃખ ભલે જ મ્હાલો !
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો.

ત્હમે ખરાં બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિં ખિન્ન થાઉં. ૨૬

ત્હમારી સીધી કંઈ વાદકોટિ
ન તર્કશાસ્ત્રો જીતશે જ કો દી;
હજાર વાદો ન કરી સકયા જે
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્ર સમર્થ સાધે. ૨૭

ભલે મ્હને નિર્બલ માની નિન્દો,
કુતર્કશાસ્ત્રી નિજ બુદ્ધિ વન્દો;
દુઃખો ઘસાશે, પણ બોધ સ્થાયી
છાપે ઉરે સુદૃઢ છાપ, ન તે ઘસાય. ૨૮

એ બોધને ઘેલપણું ગણે કો,
મ્હને ન ચિન્તા મન આ ક્ષણે કો;
વધાવું એ નિર્બળતા જ ઘેલી,
જે'માં રહી સબલતા દૃઢ ભક્તિ કેરી." ૨૯

કાવ્યને અન્તે પ્રો. આનન્દશંકરે ટીકા આપેલી છે તેમાં કવિતાનો મર્મ સમજાવ્યો છે અને અંગ્રેજી તેમજ સંસ્કૃત સાહિત્યમાંના ઉત્તમ ફકરાઓ પ્રસંગાનુસાર ટાંકીને વાંચનારને અધિક આનન્દ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વળી, આ પુસ્તકને સચિત્ર બનાવવામાં આવ્યું છે એ વાત પણ ખાસ લક્ષ ખેંચે એવી છે. એ ચિત્રો સઘળાં એકસરખાં ખુબીદાર નથી, પણ આપણી ચિત્રકળા હજી પ્રાથમિક સ્થિતિમાં છે અને ચિંતનાત્મક કાવ્યો ચિત્રકારની પીંછીને માટે અનુકૂળ સામગ્રી પૂરી પાડી શકે નહીં એ વાત સ્મરણમાં રાખતાં એ દિશામાં જે ઉત્સાહભર્યો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે સ્તુતિપાત્ર છે એવું આપણે કહી શકીશું.

રા. નરસિંહરાવનું ‘નૂપુરઝંકાર’ પ્રસિદ્ધ થયું ત્યાર પછી એ કાવ્યસંગ્રહના નામ ઉપરથી કે તેની પ્રસ્તાવના ઉપરથી કે તેની અંદરનાં કાવ્યો ઉપરથી કે કોઈ બીજા કારણને લીધે કેટલાક વાચકોને એવો ભય ઉત્પન્ન થયો હતો કે હવે કવિતાદેવી રા. નરસિંહરાવ પાસેથી વદાય લેવાની તૈયારી કરે છે! આ નવું કાવ્ય વાંચ્યા પછી એ ભય અકારણ હતો એવું તેઓને લાગશે કે નહીં તે હું કહી શકતો નથી, પણ મને પોતાને તો આ સમર્થ કવિની કાવ્યકળામાં થોડો ઘણો પણ ઉત્તરોત્તર વિકાસ થતો જણાય છે એ અંગત અભિપ્રાય નોંધીને આ લઘુ લેખ હું સમાપ્ત કરૂં છું.

( વસન્ત, વૈશાખ, સં. ૧૯૭૨ )

ગોલ્ડસ્મિથના " The Hermit " એ નામના કાવ્યનો વૃત્તાન્ત ગુજરાતી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન બે સમર્થ સાક્ષરોને હાથે થયો છેઃ એક આપણા જાણીતા નવલકથાકાર સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈ, અને બીજા "કલાપી"ને નામે સુપ્રસિદ્ધ સંસ્થાન લાઠીના સ્વર્ગવાસી ઠાકોર સાહેબ સુરસિંહજી. કલાપીનું ભાષાન્તર ૧૮૯૭ની સાલમાં લખાયું છે, તોપણ એ કવિના સ્વર્ગવાસ પછી ઇ. સ. ૧૯૦૩ માં "કલાપીનો કેકારવ" એ નામે એની કવિતાઓનો સંગ્રહ પ્રસિદ્ધ થયો ત્યાર પહેલાં એ "ન્હાડી સાધુ" નામનું કાવ્ય કોઈ માસિક દ્વારા જાહેરમાં મૂકાયલું જાણવામાં નથી. સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં સ્વ. ગોવર્ધનરામભાઈએ વાર્તાના પ્રસંગને અનુકૂળ એવો ગોલ્ડસ્મિથની કવિતાનો પ્રથમનો ભાગ ગુજરાતી ભાષામાં ઉતારી કુમુદસુંદરીને મુખે તે ગવડાવ્યો છે. એ ભાગ "કલાપીનો કેકારવ"ના પહેલાં પ્રસિદ્ધિ પામેલો

હોવાથી, અને "ન્હાડી સાધુ"ની કવિતા છપાયલી નહીં, પણ લખાયલી ત્યાર પહેલાં હોવાથી, ઉભયની કૃતિ એક બીજાથી તદ્દન સ્વતંત્ર છે, એમાં શક જેવું નથી.

એ ઉભય સાક્ષરોના પ્રયત્ન તદ્દન નિષ્ફળ તો નજ જાય એ ખુલ્લું છે. ઉભયમાં ઉંચા પ્રકારની રસિકતા હતી. કવિ તરીકેનું જીવન ઉભયને સ્વાભાવિક હતું. કવિપણાનું સ્વતંત્ર વ્યક્તિત્વ તેઓમાં સ્વતઃસિદ્ધ હતું, અને એ વ્યક્તિત્વ ઉંચા પ્રકારની કેળવણીથી અને રસિક કાવ્યોના વાચનથી સુદૃઢ અને વિકસિત થયેલું હતું. ઉભયની કૃતિ કેવળ અનુકરણરૂપ નથી; પણ મૂળ લેખકના ઉંડા ભાવમાં ઊતરીને, તેની સાથે પોતાના હૃદયનું તાદાત્મ્ય કરીને, તેની કવિતાનું અંતસ્તત્ત્વ પોતાના અન્તરમાં ઉતારીને, તે તત્ત્વને પણ પોતાના હૃદયના રંગથી રંગીને તેને વિશેષ મનોહર બનાવવાનો પ્રયત્ન ઉભયે કીધો છે; અને એમ હોવાથી ઉંચા પ્રકારની કવિતાનાં ખાસ લક્ષણો એમાં આવી શકયાં છે, અને સાધારણ રીતે બીજાં પ્રાકૃત મનુષ્યોને હાથે થતાં અનુકરણોમાં જેવી શુષ્કતા આવી જાય છે તેવી એમાં આવી નથી.

"કલાપી"એ બીજાં પણ કેટલાંક અંગ્રેજી કાવ્યોને ગુજરાતીમાં ઉમેર્યાં છે; જેમ કે, રાજકવિ ટેનિસનનાં કાવ્ય પરથી રચાયલાં "પ્રેમ અને મૃત્યુ" અને "પ્રેમ અને શ્રદ્ધા;" ટોમસ મૂરના એક કાવ્ય પરથી રચાયલું "ચંચલ પ્રેમસુખ;" શેલીના એક કાવ્યના નાના કકડા પરથી રચાયલું "રસેચ્છા;" અને મૅથ્યુ આર્નોલ્ડના "Gipsy Child" એ

નામના કાવ્ય પરથી રચાયલું "સમુદ્રથી છંટાતું બાલક." એ સર્વ કલાપીના અલ્પ કવિજીવનના પ્રારંભકાળમાંજ રચાયલાં છે. એજ કાળમાં, શેલીના "The Cloud" એ નામના કાવ્યનું અનુકરણ પણ બીજા· આધુનિક કવિઓ પેઠે એણે "કમલિની" એ કાવ્યમાં કરેલું છે, તે છેક નિર્દોષ ન હોવા છતાં અનેક વાર વાંચવું ગમે એવું છે. એ ઉપરાંત, જાણ્યે અજાણ્યે અંગ્રેજી કવિઓના વિચાર કવિતાના મધ્ય ભાગમાં એ કવિએ અનેક વાર ઘુસાડી દીધા છે, અને તે એવી તો સરસ રીતે મૂકવામાં આવ્યા છે કે તે આપણું લક્ષ ખેંચ્યા વિના રહેતા નથી.

દાખલા તરીકે, "પુષ્પ" એ નામના કાવ્યમાં

"સુખી આ સંસારે સુખમય નહીં કો તુજ સમું,
અમારે આનન્દે દિલપર રહે છે દુઃખ છુપ્યું;
દુઃખી જો ઓછું તો સુખ બસ થયું એમ ગણશે,
બિચારૂં ભોળું એ મનુજ સુખ પૂરૂં ન સમજે.
અમારાં મીઠાં તે રૂદનમય છે ગીત સઘળાં,
દુઃખે શિખેલાં એ કવિ દિલ શિખાવે દુઃખ બધાં;
ન નિદ્રામાં એ છે પરમ સુખ વિશ્રાન્તિ અમને,
બૂરાં સ્વપ્નો આવી જનહૃદયમાં કંટક ભરે!"

એ પંક્તિઓની સાથે નીચેની શેલીની પંક્તિઓ સરખાવો:

"We look before and after,
And pine for what is not;
Our sincerest laughter
With some pain is fraught;
Our sweetest songs are those
That tell of saddest thought."

એ પછીની પંક્તિઓમાં શેલીની "Skylark" ની કવિતા સાથેનું સરખાપણું વધારે સ્પષ્ટ માલૂમ પડશે:

"ન આનન્દે ત્હારા બિલકુલ હશે ધ્વંસ કદિએ,
ઉદાસીની છાયા તુજ દિલ પરે ના રજ વસે;
કરે છે પ્રીતિ તું, સરલ તુજ પ્રેમે ખુશ રહે,
અતિતૃપ્તિની તું સમજ નહિ પીડા પણ ખરે!"

એની સાથે સરખાવો:

"With thy clear keen joyance,
Languor cannot be;
Shadow of annoyance
Never came near thee;
Thou lovest, but never knew love's sad satiety."*

"કુદરત અને મનુષ્ય" એ નામનું કાવ્ય, જેને સારાં કાવ્યોના સંગ્રહમાં સ્થાન મળવું જોઈએ એવી સૂચના રા. "સાગર" એમણે બુદ્ધિપ્રકાશના એક અંકમાં કરેલી છે, તેની પ્રથમની પંક્તિઓમાં વર્ડ્ઝવર્થ જેવા ઉત્તમ કવિના કુદરત વિષેના વિચારો આપણી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન ઉઘાડો માલૂમ પડે છે.

વળી, "વૃદ્ધ માતા" એ કાવ્યની

"ન્હાનું બચ્ચું રમત કરતાં ચીસ પાડે અજાણ્યે,
શું જાણે કે ફડફડી ઉઠે માતનો જીવ ત્યારે?"

એ પંક્તિઓ સાથે સરખાવો:—

"Ah! little doth the young one dream
When full of play and childish cares

---

* એક પક્ષીને ઉદ્દેશીને બોલાયલાં વચનો ગુજરાતી કવિએ 'પુષ્પ'ને લાગુ પાડયાં છે, એ વાચકે લક્ષમાં રાખવાનું છે.

What power is in his wildest scream
Heard by his mother unawares?"

એ આખું કાવ્ય વર્ડ્ઝવર્થના કાવ્ય ઉપરથી જ રચાયલું જણાય છે.

એ સિવાય, બીજે અનેક સ્થળે અંગ્રેજી કાવ્યોના વિચારો આપણી ભાષામાં ઉતારવાનો થોડે કે ઘણે અંશે સફળ પ્રયત્ન એ કવિને હાથે થયેલો છે. પણ એ વિષે જોઈએ તે કરતાં વધારે વિસ્તાર થઈ જવાથી વાચકને કંટાળાનું કારણ મળ્યું હોય તો તેની ક્ષમા ચાહીને આપણે પાછા "The Hermit"ના કાવ્ય તરફ વળીશું.

ઉપર જણાવેલાં કાવ્યો કવિજીવનના પ્રારંભકાળમાં લખાયાં હતાં એ આપણે ઉપર જણાવ્યું. "The Hermit" નું કાવ્ય ભાષાન્તરને માટે એ કાળમાં પસંદ કરાયું ન હતું. "ન્હાડી સાધુ" એ કાવ્ય કંઈક કલમ કસાયા પછી લખાયું હતું. એ કાવ્યની પસંદગી એ પણ ઘડાયલી બુદ્ધિ અને વિકાસ પામેલી કવિહૃદયની સૌન્દર્યભાવનાનું પરિણામ હોય એમ લાગે છે. વાણીમાં પણ વધારે બળ આવેલું માલૂમ પડે છે. કેટલેક સ્થળે તો મૂળની ખુબીમાં વધારો પણ થયો છે. અસલના વૃત્તાન્તને આબેહુબ ઉતારવામાં કેટલે અંશે એ કવિતા સફળ થઈ છે તે વિચારવાનું આપણે આ સ્થળે મોકુફ રાખીશું અને માત્ર એ કવિતાને ગોવર્ધનરામભાઈની કવિતા સાથે સરખાવી જોઈનેજ સંતોષ માનીશું. એ કવિતામાં જે વિશેષ સુન્દરતા આવી છે તે જો ન હોત તો તો "જોગીરાજ"વાળી કવિતા સાથે એની

સરખામણીનો અવકાશજ રહેત નહીં. એ કવિતાની કેટલીક પંક્તિઓમાં જે ખુબી આવી છે તે તો ગોવર્ધનરામભાઈથી પણ પોતાની કવિતામાં નથી અણાઈ. છતાં કેટલેક સ્થળે તો "જોગીરાજ"વાળી કવિતાજ ચઢિયાતી લાગે છે, અને સમગ્ર કાવ્યના વાચનને અન્તે તો કોઇને પણ એમ લાગ્યા વિના નહીં રહે કે ગોવર્ધનરામભાઈની આ કવિતા કલાપીના "પ્હાડી સાધુ" કરતાં હૃદય પર વધારે સચોટ અસર કરે છે.

પણ તેમ થવાનાં કેટલાંક ખાસ કારણ છે. કલાપીની કવિતા તદ્દન નિરાળી—અન્ય વસ્તુ સાથે ન સંકળાયલી એવી છે. ગોવર્ધનરામભાઈની કવિતા સરસ્વતીચંદ્રની વાર્તા સાથે એવી સૂક્ષ્મ રીતે જોડાયલી છે કે તેનાથી છૂટી પાડીને તે વિષે વિચાર કરવો મુશ્કેલ થઈ પડે. એ કવિતાની સાથે કુમુદસુન્દરીના હૃદયના ભાવ ગુંથાઈ ગયા છે, ઓત-પ્રોત થઈ ગયા છે. તેના પોતાના અંતરના ઊભરા પણ એજ કવિતાદ્વારા બહાર નિકળી આવે છે, અને તે સરસ્વતીચંદ્રના હૃદયમાં ઉંડા ઊતરીને ત્યાંથી પ્રતિધ્વનિ કઢાવે છે. કવિતાના વર્ણનની સાથે સાથે નવલકથાનાં નાયકનાયિકાનાં હૃદયનું, તેઓના ઉંડા પ્રેમનું, તેઓ પર પડેલા પ્રહારનું, તેઓની પૂર્વની સ્થિતિનું, તેઓની વચ્ચે સંસારરૂઢિઓથી પડી ગયેલા ભેદનું, તે ભેદના ભાંગવાનું દર્શન પણ એક્કી વખતે જ કરાવાય છે; અને વાચકનું હૃદય એ સઘળા ઉંડા ભાવોના પ્રવેશને માટે "સમસમ" એવા જાદુઈ શબ્દોના બળ વડે ઉઘડતા ગુફાના દ્વારની પેઠે એકદમ ખુલી જાય એવી સામગ્રી

લેખકે તૈયાર કરી છે. વસન્તગુફામાંથી નીકળતો કુમુદનો સ્વર પુલ વચ્ચે થઈને સૌમનસ્યગુફામાં જાય છે એટલુંજ નહીં, પણ કુમુદની હૃદયગુફામાંથી નીકળી સરસ્વતીચંદ્રની હૃદયગુફામાં જાય છે અને પ્રતિધ્વનિના ચમત્કાર વીજળી પેઠે ચમકાવે છે. એ ચમત્કાર સરસ્વતીચંદ્રના બોલાયલા બોલથી નવલકથાકાર આપણને પ્રત્યક્ષ કરાવે છે, અને તે બોલનારની સાથે સહાનુભૂતિ રાખતાં આપણા હૃદયને શીખવે છે. આપણને મળતા ઉત્કૃષ્ટ આનન્દનું મૂળ એ સ્થિતિમાં જ રહેલું છે, પણ "કલાપી"ના કાવ્યમાં તો સ્વાભાવિક રીતે એ સ્થિતિનો સંપૂર્ણ અભાવ છે, એટલે ઉભયના વાચનથી થતો આનન્દ એકસરખો ક્યાંથી હોય?

એ ઉપરાંત, ગોવર્ધનરામની કવિતામાં "રાગ" ઓખાહરણનો છે, ત્યારે કલાપીની કવિતા શિખરિણી છન્દમાં રચાયલી છે. એકની પંક્તિઓ બીજાના કરતાં વિશેષ ટૂંકી છે. પરિણામે, ગોવર્ધનરામભાઈની આ કવિતામાં સાદાઈ અને સરળતાનું તત્ત્વ વિશેષ જોવામાં આવે છે. એ કવિતામાં ભાષાનો પ્રવાહ અસ્ખલિત વહ્યો જાય છે. પંક્તિઓનો ઉચ્ચાર કે વાચન થતાં વાર તેનો ભાવ હૃદયમાં પ્રવેશ કરે છે, અને તલસ્પર્શી થઈ અજબ મોહ પમાડે છે.

કલાપી આધુનિક કાળના લેખકોમાં પોતાની સરળતાને માટે સુપ્રસિદ્ધ છે, અને કવિ તરીકેનું એનું ઉચ્ચું પદ સર્વમાન્ય થયું છે તે મોટે ભાગે એ કારણને લીધે જ

છે. સંસ્કૃત છન્દના પ્રયોગને લીધે કે કવિત્વભર્યા વિચારની ખામી છુપાવવાના હેતુથી કે યોગ્ય શબ્દોની સામગ્રીને અભાવે કે વિદ્વત્તાનો આડંબર કરવાનો શોખ થવાથી કે કવિતાનું ગૌરવ ભારે ભારે શબ્દોના વપરાશથી જ સચવાય છે એવી કંઈક વિચિત્ર સમજણ હોવાને લીધે કે કોઈ અન્ય કારણથી બીજા કેટલાકનાં કાવ્યમાં જે સરળતાનો કેવળ અભાવ દીઠામાં આવે છે તે એના કાવ્યમાં નથી દેખાતો. "અનારની મીઠી કળીયો"નો રસ ચાખવા માટે "માથેની છાલ તોડી, અંદરનાં પડ કહાડી, રેસા દૂર કરી, દાણા છૂટા કરવાની મહેનત" લેવી પડે છે તેવી મહેનત કવિતાના ભાવગ્રહણને માટે લેવાની જનમંડળની સ્વાભાવિક અરુચિને માન આપીને સર્વ દેશના અને સર્વ કાળના ઉત્તમ કવિઓની પેઠે એણે પણ સરળ અને સુન્દર ભાષામાં કવિતા રચી છે, અને "સંસ્કૃતમય શબ્દો"ના ઉપયોગથી કવિતામાં "ગંભીરતા અને ભવ્યતા" સાધવાનો મિથ્યા લોભ રાખ્યો નથી. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા કહે છે તેમ એનું "નરમ, કોમળ અને ઉદાર દિલ લાગણીઓથી સહજ વારમાં આંદોલિત થાય છે અને તે લાગણીઓ સરળ અને સ્વચ્છ શૈલીમાં ઉદ્‌ગાર પામે છે." એ હૃદયનાં આંદોલનો અને એ સરળ અને સ્વચ્છ શૈલીને લીધે આધુનિક કાળમાં અન્ય કવિઓ કરતાં કલાપી વધારે વખણાય છે, અને ચિર કાળ સુધી એની કૃતિઓ અમર રહેશે; પણ પ્રસ્તુત વિષયમાં તો સરળતાની એ અત્યન્ત અગત્યની બાબતમાં ગોવર્ધનરામભાઈની કવિતા આપણા "સ્નેહી"ની કવિતા કરતાં પણ ચઢી જાય છે.

અત્રે સહજ ઉમેરવાની જરૂર જણાય છે કે સ્નેહનો જે ભાવ ગોલ્ડસ્મિથના કાવ્યમાં પ્રધાનપણે વહે છે તેને આપણી ભાષામાં ઉતારવાને કલાપીનું હૃદયજ સમર્થ છે એવું માનવાને કારણ નથી. જગતના જાણીતા લેખકોની પેઠે નવલકથાનાં મુખ્ય પાત્રોની સાથે સમભાવ રાખવા જેટલી હૃદયના ભાવની ઉત્કટતા અને તીવ્રતાને લીધે જ "સરસ્વતીચંદ્ર"ની કૃતિ આવી સફળ થઈ છે, અને કથાનાં નાયકનાયિકાના સ્નેહનું આલેખન એ સ્નેહી હૃદય ઉત્તમ કલાવિધાનથી યોગ્ય રીતે કરી શક્યું છે. કુમુદસુંદરીના હૃદયનો સ્નેહ અસામાન્ય હતો. એ સ્નેહનું ચિત્ર ચીતરવામાં સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈએ લેશ માત્ર પણ ન્યૂનતા રાખી નથી. ઘણા સૂક્ષ્મ પ્રસંગોમાં પણ ઉત્કૃષ્ટ નૈતિક બળને ન છોડનારી એ સાધ્વી સ્ત્રીએ પોતાનું સતીત્વ જાળવી રાખ્યું તેથી તેનો સ્નેહ ઓછો હતો એમ સ્થાપિત થતું નથી, પણ તેના હૃદયનો ઉત્કર્ષજ પ્રકટ કરાય છે.

"સમય ના મળ્યો તેથી પીધું ઝેર હજી નથી"

એવું એને નહોતું. સમય તો એ સાધ્વી સ્ત્રીને સહસ્ર વાર સતાવતો અને સંતાપતો હતો, પણ સમયના સાણસામાં સપડાય એવી સંકુચિત સાધુવૃત્તિવાળી સ્ત્રી એ નહોતી. સમયની સાથે સફળ સંગ્રામ કરવામાં એ ફાવી, દોલાયમાન થતા ચિત્તને અપૂર્વ બળથી એણે સ્થિર રાખ્યું, સરસ્વતીચંદ્રના આત્મામાં પણ એ સ્ત્રીહૃદયનું નૈતિક બળ સમર્પ્યું, અને સરસ્વતીચંદ્રના હૃદયમાંથી વાચક વર્ગના વિચારને અનુકૂળ પ્રતિધ્વનિ જગાડીને તેની પાસે કહેવડાવ્યું કેઃ–

"સાધુધર્મ અને સંસારધર્મનો આ સૂક્ષ્મ પણ ક્લેશકર સંયોગ રાખવો એ તનેજ આવડ્યું! તુંજ સતી! તુંજ શાણી! ઉદારતા અને શુદ્ધિ પણ ત્હારીજ છે. પ્રિય કુમુદ! પતિવ્રતાપણું ત્હારામાં જાયું પણ છે ને પરિપાક પામ્યું પણ છેઃ—સતીપણું ત્હેં મહાતપથી-અત્યુગ્ર અંતરાગ્નિની જ્વાળાઓની વચ્ચે બેસીને જોયું છે! જો તું સતી નહીં અને પતિવ્રતા નહીં તો સંસારમાં કિયા મનુષ્ય સત્ત્વનો અંતરાત્મા પોતાનામાં ત્હારા જેવી શક્તિ પ્રત્યક્ષ કરે છે?"

પાશવ વૃત્તિનો પરાજય કરવામાં પ્રેમની પવિત્ર ભાવના સમર્થ નીવડી એથી એ ભાવનાની ન્યૂનતા જણાતી નથી, પણ તેની ગાઢતાની સાથે તેનો ઉત્કર્ષ, તેની દિવ્યતા અને તેની શુદ્ધિ પણ સૂચવાય છે. માટે સ્નેહનું તત્ત્વ એકમાં ઓછું અને બીજામાં વધારે હોવાનો સંભવ છે એવો વિચાર રાખીને અમુક કાવ્ય તરફ પ્રથમથીજ પક્ષપાતની નજરથી જોવું યોગ્ય નથી.

ઉપર આપણે જણાવ્યું કે ગોવર્ધનરામભાઈની આ કવિતામાં સરળતા વધારે સધાઈ છે. એ સરળતાનું એક કારણ છન્દની પસંદગી એ પણ આપણે જણાવી ગયા છિયે. અનુકૂળ છન્દના પ્રયોગથી કાવ્યની રચના ઉપર, તેની સરળતા કે ક્લિષ્ટતા, સાદાઈ કે કઠિનતા ઉપર ઘણી પ્રબળ અસર થાય છે તેના સમર્થનમાં સાક્ષરશ્રી રમણભાઈના "કવિતા અને સાહિત્ય"માંથી એક ફકરો આપણે અત્ર ટાંકીશુંઃ—

"રા. નરસિંહરાવની કુસુમમાળામાં 'અસ્થિર અને સ્થિર પ્રેમ' એ નામના કાવ્યમાં અનિલ અને કળીના સંવાદમાં નીચેની લીટીઓ છેઃ–

'કોમળ કળી! તું કાં રીસાય?
તુજ સરખિ નવ દીઠી ક્યહાંય;
અનેક અનિલો આવી ભમે,
અહિં તુજશું તે રંગે રમે.
નવ તરછોડયો ત્હેં કોઈને;
સૌરભ સહુને દિધું મોહિને.'

કલ્પનાનો પ્રવાહ અહિં સરલ અને અસ્ખલિત છે, અને એક પણ વાકય કે વિચાર કિલષ્ટ કે કૃત્રિમ નથી. પરંતુ સહજ વિચાર કરતાં માલમ પડશે કે વિચારોના રૂપની સદાઈનું મુખ્ય કારણ ચોપાઈનું વૃત્ત છે. જે કવિ અન્ય સ્થળે પ્રેમની વ્યાખ્યા

'એ સિન્ધુ તો અનંત રહ્યો ઉપકંઠ વિનાએ,
નિત્યે ગતિ ગંભીર ધરી ચોગમ ફેલાએ;'

એવા ઉંડા વચનમાં આપે છે તે અહીં પ્રેમવ્યવહારનું વર્ણન 'અહિં તુજ શું તે રંગે રમે' એવી સાદી અને સરલ ઉક્તિમાં પૂરૂં કરે છે તેનું કારણ એ કે, આ કાવ્યમાં તેના વિચાર ટુંકા, લઘુભાર અને તાલથી અમુક પ્રકારની વૃત્તિનો ધ્વનિ કરનાર વૃત્તમાં ગોઠવાતા આવતા રૂપમાં તેને અનુકૂલ થયા છે."

એ જ કારણથી આપણા આ કાવ્યમાં ગોવર્ધનરામભાઈનાં રચેલાં વાકયોનો પ્રવાહ અસ્ખલિત રીતે વહ્યો જાય છે,

અને તેમાં ક્લિષ્ટતા કે કૃત્રિમતા ન આવતાં સાદાઈ અને સરળતા સચવાઈ રહ્યાં છે.

અહીં એક ગેરસમજણ થવાનો ભય છે તે પ્રથમ દૂર થવો જોઈએ. ઉપરના લખાણથી મારો એવો આશય છે કે કલાપીની કવિતામાં ઘણી ક્લિષ્ટતા કે કૃત્રિમતા આવી ગઈ છે એમ સમજવામાં આવે તો તે ભૂલભરેલું છે. એ કવિની સ્વાભાવિક સરળતા એકદમ આ કાવ્ય રચતી વખતે લુપ્ત થઈ ગઈ એમ જો કહેવામાં આવે તો તે અસંભવિત અને હાસ્યજનક જ થઈ પડે. એવું કહેવાનો કે એવું સાબીત કરવાને મિથ્યા પ્રયત્ન કરવાનો આ લેખનો આશય બીલકુલ છે જ નહિ. પણ સરળતાની પણ જૂદી જૂદી મર્યાદા–કોટિઓ (degrees)–હોય છે. "સંસ્કૃતમય શબ્દો"ના પ્રયોગનો અભાવ એ ઉપર જ સરળતાનો આધાર રહેતો નથી, પણ બીજાં અનેક તત્ત્વો ઉપર એનો આધાર રહે છે. લંબાણ કે ટૂંકાણમાં એકનો એક જ ભાવ કહેવામાં આવ્યો હોય તે પરથી પણ કાવ્યની સરળતાનો ઉત્કર્ષ–અપકર્ષ મપાય છે. અને એ દૃષ્ટિથી જોતાં, ગોવર્ધનરામભાઈના કાવ્યની ટૂંકી પંક્તિમાં વધારે ઉંડા ભાવનું રસભર્યું કથન થયું છે એજ 'એની સરળતા વધારે છે' એમ કહેવાનો હેતુ છે. દાખલા તરીકેઃ—

"મનોયોગી પ્રેમે અગર નવ શું આદર મળ્યો ?"

એ પંક્તિની સાથે–

"મળી કઠણ હૃદયની શું નારી ?"

એ પંક્તિને સરખાવશો તો એમાં કઈ વધારે સરળ છે તે વિષે મતભેદ પડશે નહીં.

"દીવા જેવું પણે દેખાય
જવા ત્યાં મુજ મન લલચાય"

એના પ્રત્યુત્તરમાં ઉભયની વાણી સરખાવો:

| | |
|---|---|
| જોગી બોલ્યા: "બેટા રખે જાતો, | કહે સાધુ, "બેટા ન કર શ્રમ ને સાહસ હવે, |
| એણી પાસ રખે લલચાતો; | તહીં તો ભૂતોની ભયભર બધી ઝાંય સળગે; |
| એ તો ભૂતનો ભડકો જાણ, | મશાલો લોભાવા તુજ નયનને એ ચમકતી, |
| બોલાવે ને કરે પછી હાણ". | સહુ એ તો જાળો ગિરિ પર રમે તે મરણની."* |

પોતાની પર્ણકુટીમાંજ રહેવાનો આગ્રહ કરતાં કલાપીએ ઘણું વિસ્તારપૂર્વક અને સુન્દર વર્ણન આપ્યું છે. તે આ પ્રમાણે છે:—

"હજી ખુલ્લી મ્હારી પથિક સહુને પર્ણકુટિ આ,
બિછાનાં હૂંફાળાં ઝુંપડી મહીં છે ઘાસ પરનાં;
અહીં જો કે હિસ્સો પ્રભુ તરફનો સ્વલ્પ સઘળો,
છતાં તે અર્પાતો સદય ઉરથી સૌ અતિથિને.

સુખે ત્યારે બાપુ! રજનીભર આંહીં વિરમજે,
અહીં જે બક્ષાયું સુખથી તહીં ભાગી પણ થજે;†
ત્હને આપું ચાલો શ્રમહર કંઈ ભોજન, અને
બિછાનું, વિશ્રાન્તિ, મુજ ઉરતણી આશિષ વળી.

* ઝાંય (shadows) સળગે કેવી રીતે? ચોથી પંક્તિમાં 'તે મરણની' એમ છે તે કિયા મરણની? રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી પોતાના પ્રગટ કરેલા 'ગ્રામમાતા અને બીજાં કાવ્યો'ના 'માર્ગદર્શન'માં સ્વીકારે છે કે 'અહિં તે ને બદલે છે વધારે યોગ્ય થઈ પડત.'

† 'અહીં, અને તહીં, એ બે સ્થળ કિયાં છે?

અહીંનાં કૂદન્તાં હરિણ સહુ સ્વચ્છન્દ રમતાં,
જનોને ધીરીને બતક તરતી જેલમ મહીં;‡
સુખે પક્ષી આંહીં દિવસભર કલ્લોલ કરતાં,
હથેળીમાં બેસી ચણ લઈ જતાં બુલ્બુલ કંઈ.

છુરી નીચે પ્રાણી કદિ પણ અહીં ના તડફતાં,
બહુ વેળાથી છે મુજ હૃદયને ત્રાસ હણતાં;
કૃપાલુ શક્તિ જે મુજ પર દયાથી વરસતી,
દયાળુ થાવાને તહીંથી મુજને શિક્ષણ મળ્યું.

નહીં પાળી એવું ગિરિ ઉપરનું ભોજન ધરૂં,
વિશાળું નીલું આ ફલફુલભર્યું છે વન બધું;
વહી જાતી ગાતી શીતલ જલ દે જેલમ અહીં,
અને આ ક્યારાનું ઝરણ સઘળાં પોષણ કરે.

પ્રવાસી ! ઠેરી જા, ફિકર કર તું દૂર સઘળી,
બધી જૂઠી ચિન્તા જનહૃદયને આ જગતની;
અપેક્ષા લોકોને અતિ લઘુ તણી આ તલ પરે,
અને તે એ ના ના ચિર સમયની ને મળી રહે."

ગોવર્ધનરામભાઇએ ટૂંકાણમાંજ પતાવ્યું છેઃ—

"ભુખ્યાં તરસ્યાંને આદર આપે,
લુખું સુકું મળે તે જમાડે,
એવી આ છે ગુફા મુજ રંક;
બેટા, તેમાં તું આવ નિઃશંક.

ફળ ને વણખેડેલું ધાન,
શય્યા કાજ કુળાં ઘાસ પાનઃ
રૂડાં ઝરણનું નિર્મળ પાણી,
સુખ, શાન્તિ, ને આનન્દવાણી.

‡ જનોને કોણ ધીરે છે ને શું ધીરે છે ? આ શંકાનો ઉલ્લેખ કરીને રા. નવલરામ તેનું સમાધાન કરે છે કે 'જનોને ધીરીને=માણસોનો વિશ્વાસ રાખીને, જો કે આ કાઠિયાવાડી રૂઢિપ્રયોગ છે એ સ્વીકારવું જોઈએ.'

એવું અક્ષયપાત્ર છે અહીં,
હરિ પ્રત્યક્ષ થાય છે સહી.
બેટા, એવા આશ્રમમાં તું આવ્યો,
ગયો સમજ ચિન્તા તણો વારો.

દુઃખ સંસારનાં નથી સાચાં,
મન માનવનાં એક કાચાં;
મળે કોળીઓ ઉદર ભરાય,
તનુ પૃથ્વી સારે સૂવા કામ;

પળવાર છે કરવો સમાસ,
ત્હોય મન ન ઠરે કરી હાશ.
પ્રભુએ તો સરજેલું છે સુખ !
મન મનનું ખોળી લે છે દુઃખ."

ગોવર્ધનરામભાઇએ જોગીરાજના મુખમાં મૂકેલા બોલોમાં પથિકની સગવડને માટે જરૂરની સઘળી વસ્તુઓની સુલભતા માત્ર દર્શાવવામાં આવી છે, ત્યારે કલાપીએ વનવાસની યોગ્યતા અને સુન્દરતાનું રસભર્યું વર્ણન આપ્યું છે. વર્ણન સરસ છે, પણ અતિથિના આગ્રહને અર્થે ઘણું પ્રાસંગિક લાગતું નથી, તેમજ

"છુરી નીચે પ્રાણી કદિ પણ અહીં ના તડફતાં" વગેરે પંક્તિઓ માંસાહાર જ્યાં વર્જ્ય ગણાય છે એવા આર્ય સંસારની કુમુદસુંદરીના મુખમાં સાક્ષરશ્રીએ નથી મૂકી તેમાં કાંઈક હેતુ સમાયલો છે, અને તે સ્પષ્ટજ છે.

'ઉભયમાંથી પદલાલિત્ય કયાં વિશેષ છે અને કવિતાની ખુબીમાં વધારો કરનારા અનુપ્રાસના નિયમો કયાં વધારે સચવાયા છે તે પણ સહેલાઈથી સમજી શકાય એવું છે. પ્રૌઢ વિચારો પણ પાછળની પંક્તિઓમાંજ ઝળકી ઉઠે છે.

એઉ પર્ણકુટિમાં પ્રવેશ કરે છે ત્યાર પછીનું વર્ણન સરખાવો:—

"રાત વાધી, વંઠેલાં ખેલે,
અન્ય સઉ પડ્યાં નિદ્રામાં મેળે;
તેવે સમે જાગે જોગીરાજ,
ધીમે તાપે કરે સ્વયંપાક.

તપે અંગારા એકાંત શાંત,
રંગ આપતો મંદ પ્રકાશ,
ધીમે ધીમે બળે છે કાષ્ઠ,
ધીમો ધીમો બોલે એનો તાપ;

બોલે તોરી ભરાઈ ભીંત માંહ્ય,
દોડે અંહી તંહી ખેલે માર્જાર;
દ્વાર વાગે વાંસળી-સમો વાય,
પ્હોર રાતના ચાલ્યા જાય.

જોગી આ સઉ શાંતિ ઝીલે છે,
શાંત વાતો કરતા ખીલે છે;
ધીમું ધીમું બોલે ને હસાવે,
થાકેલાનો થાક નસાડે.

કથા ગોષ્ઠી કંઈ કંઈ ફુલાડે,
બોધ આપે ને શાંતિ પમાડે;
અન્ન મધુરું જમે ને જમાડે,
એ પર અતિથિને રુચિ કરાવે."

આ વૃત્તાન્તમાં જોગીના સ્વયંપાકનું, રાત્રિની શાન્તિ અને દીર્ઘતાનું, અને સ્થળની એકાન્તતા વગેરેનું યોગ્ય અને અસરકારક શબ્દોમાં જે વર્ણન થયું છે તેવું કલાપીના કાવ્યમાં નથી થયું, એ નીચેની કલાપીની પંક્તિઓ પરથી માલૂમ પડશે:

"હવે ઉદ્યોગી આ સહુ જન વળે છે નિજ ગૃહે,
કુટુમ્બો જ્યારે સૌ નિજ ઝુંપડીઓમાં મળી રહે;
જગાવી ત્યારે એ શગડી નિજ સાધુ હસમુખો,
ઉદાસી પોતાના અતિથિઉરને સાન્ત્વન કરે.

ધરે છે તે પાસે ફલ ફુલ સહુ શીતલ, અને
જરા કૈં લેવાને નિજ અતિથિને આગ્રહ કરે;
કલાકો લાંબા બે વ્યતીત કરવા ગમ્મત મહીં,
મજીરાંની સાથે સ્વર શરૂ કરે છે ભજનના.

સૂતેલો જાગીને શુક મધુર આલાપ કરતો,
લવી થોડા બોલો ફરી સ્થિર થઇને સુઈ જતો;
દિવાલે છુપાઇ કંઇક તમરૂં ત્યાં તમતમે,
ઉડન્તા અંગારા શગડી પર પાસે તડતડે."

આ પરથી જણાશે કે ગોવર્ધનરામભાઈએ આપેલા વૃત્તાન્તનું કલાપીની પંક્તિઓમાં ઘણુંજ અસ્પષ્ટ સૂચન થયું છે. કલાપીના 'પોપટ'ને બદલે ગોવર્ધનરામભાઇએ 'માર્જાર'ને આણી છે. સ્થળ, સમય, અને સ્થિતિની સાથે સંવાદીપણું "મધુર આલાપ કરતા શુક" ના કરતાં ગોવર્ધનરામભાઇની "માર્જાર"થી વધારે સચવાયું છે એમ લાગ્યા વિના રહેતું નથી.* "મ્હાડી સાધુ" બે કલાક ગમ્મતમાં ગાળવા માટે મંજીરા લઇને ભજન કરે છે, ત્યારે આપણા જોગીરાજ શાન્તિના સમયમાં શાન્ત વાતો કરતા ખીલે છે, અને **બોધ ને શાન્તિ** પમાડતા કંઈક વધારે ઉંચા પ્રકારનો આનન્દ આપવાનો પ્રયત્ન કરે છે.

---

* મૂળમાં પણ માર્જારનુંજ વર્ણન છે.

પણ બેઉનો પ્રયત્ન નિષ્ફળ જાય છેઃ–

"પંથી ખાધું ન ખાધું કરે છે,
પંથી સૂણ્યું નસૂણ્યું કરે છેઃ
ઉંડા વિચારમાં પડી જાય,
ગાલે ઉતરે છે આંસુની ધાર."

એની સાથે સરખાવો કલાપીની પંક્તિઓઃ

"ન દર્દો કિન્તુ કે નરમ બનતાં તે અતિથિનાં,
કશુંએ એ ચ્હેરે સુખની ચિનગી ના પ્રકટતું;
ગમી ભારે કોઈ તરુણ હૃદયે વાસ કરતી,
અને અશ્રુ મ્હોટાં ટમટમ ખરે ગાલ પરથી."

સાધુ તેને આશ્વાસન આપે છેઃ—

"ગમીને સાધુનું હૃદય દ્રવતું ઉત્તર ધરે,
અને ઢોળે થંડું નિજ ઉર જરી એ દવ પરે;
કહે, "બાપુ ! ક્યાંથી તુજ દુઃખ અરે ! આ ઉર મહીં ?†
"વૃથા શાને આવા કટુ રુદનનું સેવન કરે ?"

ગોવર્ધનરામના જોગીરાજની સહાનુભૂતિ વધારે સ્પષ્ટ રીતે ઝળકી ઊઠે છેઃ

"એની દેખી દશા એવી જોગી,
દયા આણી થયા દુઃખભોગી.
અન્ન પડતું મુકી પાસે આવ્યા,
ફરી ફરી વળી પૂછવા લાગ્યાઃ–"

જોગીએ પંથીની દશા જોઈ, દુઃખભોગી થયા, અન્ન પડતું મૂકીને પાસે આવ્યા, વળી ફરી ફરીને પૂછવા લાગ્યા,

† છેલ્લા ત્રણ શબ્દો અર્થગ્રહણ કરવામાં વિના કારણનું વિઘ્ન નથી નાંખતા ? 'તુજ' આવ્યા પછી એ શબ્દો કેવળ નિરર્થક નથી ?

અને એ પ્રશ્નો સ્નેહ અને વત્સલતાથી ઊભરાતા હતા, એ સઘળું કેવી સરળ, સ્વાભાવિક અને સચોટ રીતે આપણા સાક્ષરશ્રીએ દર્શાવ્યું છે!

ત્યાર પછીની પંક્તિઓમાં જોગી એ દુઃખનું કારણ પૂછે છે તે કેવા ઊભરાતા સ્નેહથી પૂછે છે!

'બોલ, બેટા, તને શું થાય?
ત્હારે હઇયે શાનો પડ્યો ઘાય?
ઘરનો વૈભવ ત્યજી અહીં આવ્યો?
ઓછું આવ્યું કે કોઇએ ક્‌હાડયો?
દગો દીધો કો મિત્રે શું, ભાઇ?
મળી કઠણ હૃદયની શું નારી?"

પ્રશ્નપરંપરાને લીધે, સામાન્ય રીતે વપરાય તેવી વાણીના બળ વડે, ટૂંકાં ટૂંકાં વચનોથી પ્રકટ કરાયલા ભાવો "ન્હાડી સાધુ" ના મુખમાંથી નીકળતાં પ્રમાણમાં કેટલાં શુષ્ક લાગે છે તે તપાસોઃ—

"કહે! તેં શું ખોયો જગત પરનો વૈભવ બધો?
અરે! શું કો આશા તુજ જિગરમાં વા તડફડે?
ન શું વા મૈત્રીમાં તુજ હૃદય પામેલ બદલો?
મનોયોગી પ્રેમે અગર નવ શું આદર મળ્યો?"

સંસારની માયા કાચી છે એ સત્ય તેને સમજાવે છે, અને લક્ષ્મી, મિત્રતા, અને સ્ત્રી એ સર્વની માયા ખોટી છે, એ વિચાર અસરકારક રીતે તેના હૃદયમાં ઊતારે છેઃ—

(૧)બેટા! વાત વિચાર તું સાચી,
માયા સંસારની બધી કાચી;
ક્‌હાવે લક્ષ્મી તો ચંચળ નારી,
ન્હાસી જાય, દઈ હાથ તાળી.

(૧) અરે આનંદો જે જગત પરની સંપદ ધરે,
ભલા ભાઈ! એ તો ક્ષયમય અને તુચ્છ સઘળા;
અને જે ભોળા એ ચપળ લઘુતા ઇષ્ટ ગણતા,
અરે બેટા! તે તો લઘુતર નકી પામર બધા.

સુખ એનું કરે ચમકાર,
જોતા જોતામાં થાય અંધાર;
સુખ એનું તો મૃગજળ જેવું,
થતાં સમીપ પડે ખોટું એવું.

(૨) મિત્રતામાં યે મળે ન કાંઈ,
એ તો સ્વાર્થની છેજ સગાઈ;
એને નામે ભુરકાય તે ભોળા,
એને વિશ્વાસે રહે તે તો રૂહોળા.

લક્ષ્મી ને કીર્તિ જ્યાં જ્યાં જાય,
છાયા જેવા મિત્રો પુઠે થાય;
જે એ છાયાને ઝાલવા જાય,
ઘસે હાથ ને ખત્તા તે ખાય.

(૩)સ્ત્રીની પ્રીતિ તો એથી યે ખોટી,
મોહજાળ નાંખે જોતી જોતી;
જાળ નાંખે, જોતામાં ફસાવે,
ફાવે ત્યાંજ એ ધુતકારી નાંખે.

કહાવે અબળા ને નરને નચાવે,
ગોરી ગુમાનભરી પછી રાચે;
નરના દુઃખની મશ્કરી કરતી,
નારી પ્રીતિ ખરી નવ ધરતી.

પ્રીતિની હુંફ પંખી ધરે કો,
સુરલોકમાં હો કે નહી હો;
પ્રીતિને નામે સળગાવી આગ,
નારી નરને કરે છે ખાખ.

મોહમાયાને જોગણી કહાવે,
નારી નરને ન જંપે સુવા દે;
બેટા, શાને વેઠવી એની શૂળો?
એની પ્રીતિમાં મુકની પુળો!

જહીં આશાદીવો તહીં જરૂર અન્ધારરજની,
વધુ જ્યાં એ ખીલે તિમિર વધુ ત્યાં ગાઢ જ નકી;
નવાં દર્દો કાંઈ નવીન ભડકાઓ જગવતાં,
અજાણ્યાંને અન્તે મરણશરણે છેક ધરતાં.

(૨) અને મૈત્રી એ તો જરૂર ઉરનો મુફતજ ધ્વનિ,
સુવાડી દેવાનું મધુર પણ એ છેક સ્વપનું;
જહીં કીર્તિ લક્ષ્મી તહીંજ નકી એ છાંય ફરતી,
ત્યજી રોતાં વ્હેતાં રુધિરમય કંગાલ નયનો.

(૩)ગુહા પ્રીતિની તો હજુ ય વધુ ખાલી રસિકતા,
અરે! બાલાઓનાં કટુ અટકચાળાં મશકરી;
અહીં પૃથ્વી પાસે કદિ ય વસનારી ન ધુતિ એ,
હશે તો માળામાં ચકવીચકવાના સ્વર મહીં.
અરે! મુગ્ધ પ્રેમી! બસ શરમની ખાતર હવે,
અવજ્ઞાથી ફેંકી દૂરજ કર સ્ત્રીના સ્મરણને.

ઉપરનાં ખાનાંઓમાં મૂકેલી ઉભયની પંક્તિઓ સરખાવતાં કંઈ વધારે સહેલાઈથી સમજી શકાય એવી, અને વર્ણનના વિષય સાથે કવિહૃદયની તન્મયતા બતાવી આપનારી છે તે વિષે સંશય રહેશે નહીં. છેલ્લાં જોશભર્યાં વચનો પછી ગોવર્ધનરામે ઉમેર્યું છે કે "આ છેલ્લી કડી મ્હોટે ઉછળતે સ્વરે ગવાઈ" તે સ્વાભાવિકજ છે, અને ત્યાર પછીની પંક્તિ

"જોગી બોલતો ઉશ્કેરાય"

એ છે, તેવા ભાવની પંક્તિ કલાપીના કાવ્યમાં નથી તેનું કારણ એ જ છે કે, ઉશ્કેરાયલી સ્થિતિમાં બોલાય એવાં જોસ્સાદાર વચનો "વ્હાડી સાધુ"ના મુખમાંથી નીકળ્યાં જ નથી.

તે પંથી સુંદરીરૂપ થઈ જાય છે તેનું વર્ણન ઉભયનું સરખાવોઃ

"પરન્તુ આવું એ અતિથિ સુણતાં કૈં ક્રમક્રમે
કપોલે ને ભાલે અરુણમયતા કો રમી રહે.

ઉષાની લાલી શા ચપલ મૃદુ ને રંગ નવલા,
ધરે એ ચ્હેરાની ઉપર ચટકીદાર બુરખો;
ઢળેલાં નેત્રો છે અધર અધમીચ્યાં જલભર્યાં,
અને એ ખૂણામાં પલપલ ચડે રક્ત ફરતું.

જરા નીચી ભીરુ શરમભર દૃષ્ટિ નયનની,
નીચે ઉંચે મૂંઝી દરદમય છાતી ઉપડતી
બતાવી દે ખુલ્લી અતિથિઉરની એ સ્થિતિ, અને
કહી દે કન્યાનું મનહર મૃદુ મંજુલપણું."

સરળતા, સુન્દરતા વગેરેમાં ઉપરની પંક્તિઓ ગોવર્ધનરામની એ જ ભાવ દર્શાવનારી પંક્તિઓ કરતાં કેટલી ચઢિયાતી કે ઉતરતી છે તે જોવાને નીચે નજર કરોઃ

"જોગી બોલતો ઉશ્કેરાય,
પંથી સાંભળતો શરમાય;
નીચું જુવે, ને ડસડસી રૂવે,
ગાલે નારંગીનો રંગ ચુવે.

વ્હાણે નાજુક વાદળી ચાલે,
રંગ ઉજળા પળે પળ ફાલે;
સુંદરતાના લલિત ચમકાર,
અંગે ઊઠતા તેવા જણાય.

જોગી જુવે છે, આભો બને છે,
પન્થી નવો નવો વેષ ધરે છે;
આંખો ચંચળ થઈ ચળકે છે,
ઓઠ કુંપળો પઠે ઉઘડે છે.

પંથી સુંદરી રૂપ થઈ જાય,
જોગી ભડકે, ઉંચોનીચો થાય."

પંથીના રૂપમાં થતો ફેરફાર અને તે જોનારના હૃદયમાં થતી અસર એ સર્વનું ઉપરની પંક્તિઓમાં કેવું આબેહૂબ ચિત્ર આપ્યું છે!

કન્યા પોતાના આગમનને માટે માફી ચાહે છે તે વખતના શબ્દો પણ સરખામણીને અર્થે જરૂરના છેઃ

"અને બાલા બોલે, "જરૂર અપરાધી પથિક આ,
પ્રભુ ને તું આંહીં નિશદિન સદા વાસ કરતાં;
તહીં સ્ત્રીનાં આવાં મલિન પગલાં આમ ધરતા,
અરે! મ્હારા આવા અપટુ અતિથિને કર ક્ષમા."

"સરસ્વતીચંદ્ર"ની સુન્દરીનાં વચનો વધારે નમ્રતા, કોમળતા, અને વિવેકભર્યાં છે:

હાથ જોડી રોતી બોલી બાળાઃ-
"ક્ષમા કરજો મને, જોગીરાજા!
જગપાવન ને નિર્વિકાર
શાંત દાંત વસો યોગીરાજ,

એવા દિવ્ય આશ્રમની માંહ્ય
પગ મુક્યા પાપણીએ આજ.
તમ દર્શનનો અધિકાર
નથી જેને, એવી હું છું નાર.

ક્ષમા કરજો મને, યોગીરાજ,
કહી દઉં મ્હારા વીતકની વાત.
શુણી અબલા તણા અપરાધ,
કૃપા કરજો, અહો કૃપાનાથ!"

ત્યાર પછીનું વર્ણન ઉભયનું તદ્દન જૂદું હોવાથી સરખામણીનો અવકાશ રહેતો નથી. ગોલ્ડ્સ્મિથનો મૂળ લેખ (જેને 'પ્હાડી સાધુ'ના કર્તા વળગી રહ્યા છે) તેમાં પાશ્ચાત્ય સંસારનું જ ચિત્ર હોવાથી રસિકતાને પોષનારા એક ઘણા અગત્યના તત્ત્વની તેમાં ખામી છે.*

---

* સ્વ. ગોવર્ધનરામભાઈની શૈલીનેજ વળગીને એમનું અધુરૂં ભાષાન્તર રા. નરહરિલાલ ત્ર્યંબકલાલે પૂરૂં કરવાનો પ્રયત્ન કીધો છે, નાયક-નાયિકાનાં નામ ચતુર અને ચપળા રાખ્યાં છે, અને ચપળાને સુધરેલા કુટુમ્બની વર્ણવીને ચિત્રમાં સ્વાભાવિકતા આણી છે.

આ પ્રમાણે ઉભયનાં કાવ્યોને સરખાવી જોતાં કલાપી જેવા સહૃદય અને સમર્થ કવિના કરતાં પણ સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈની કૃતિમાં વધારે સુન્દરતા અને મધુરતા શાથી આવ્યાં તેનાં કારણોનું સૂક્ષ્મ નિરીક્ષણ વાચક વર્ગ કરી શકશે તો તે કાર્યસિદ્ધિને અર્થે લેવાયલો શ્રમ સફળ થશે.

('ગુજરાતી'નો દીપોત્સવી અંક
સંવત્ ૧૯૮૦)

"બિલ્વમંગળ" એ નામના કલાપીના સુપ્રસિદ્ધ કાવ્ય ઉપર સંક્ષેપમાં વિવેચન કરવું એટલોજ આ નાનકડા લેખને ઉદ્દેશ છે. એ કાવ્ય વિષે કંઈ પણ કહેતાં પહેલાં એ કાવ્યના નાયક બિલ્વમંગળ ઉર્ફે સુરદાસના જીવનચરિત્ર વિષે લોકમાન્ય થયેલી કેટલીક વિગતો અત્યન્ત સંક્ષેપમાં કહી જવાની આવશ્યકતા છે.

બિલ્વમંગળ પોતાની જુવાનીના પ્રારંભમાં એક વેશ્યાને ત્યાં પડી રહેતો અને તુચ્છ વિષયોમાં મઝા માણતો. એ વખતે તેના મિત્રો ખરાબ હતા, તેની રીતભાત હલકી હતી, તેનું જીવન તુચ્છ હતું. તે પોતાની સ્ત્રીને દુઃખ દેતો અને વેશ્યાનાં શૃંગારી ગાયનોમાં ગુલતાન રહેતો. ઇન્દ્રિયજન્ય સુખમાંજ તે પોતાના જીવનની કૃતાર્થતા સમજતો, અને પરસ્ત્રી વિષેના પ્રેમમાં તે મોટામાં મોટું પુરુષાર્થ માનતો. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ તે વધારે ને વધારે

વિષયાન્ધ થતો ગયો અને પોતાના કર્તવ્યથી વિમુખ થઈને અધમમાં અધમ પ્રકારનું જીવન ગાળવા લાગ્યો.

પણ પ્રભુએ એને માટે ઘણું ઉચ્ચતર જીવન નિર્માણ કર્યું હતું. એક અણધાર્યા બનાવથી બિલ્વમંગળના પ્રેમનું પાત્ર બનેલી વેશ્યાની પ્રકૃતિમાં અસાધારણ ફેરફાર થઈ ગયો, અને તેણે પોતાનો નીચ ધંધો છોડીને સાધુ જીવન ગાળવાનો અને પ્રભુપરાયણ રહેવાનો દૃઢ સંકલ્પ કીધો. બિલ્વમંગળ પોતાના પિતાના શ્રાદ્ધને દિવસે પણ કામવાસનાથી વિહ્‌વળ બનીને રાત્રિને સમયે મેઘની ગર્જનાઓ કે વીજળીના ચમકારાઓને ન ગણકારતાં, પોતાની ધર્મપત્નીને એકલી ટટળતી મૂકીને પોતાની પ્રિયા–વેશ્યા–ને મળવા માટે નીકળી પડ્યો, અને યમુના નદી ઓળંગવા માટે તે કોઈ વહાણની શોધ કરતો હતો એટલામાં કોઈ માણસનું શબ તેના દીઠામાં આવ્યું તેને વિષયાન્ધપણાને લીધે હોડી સમજી લઈને તે ઉપર ચઢીને તરતો તરતો તે વેશ્યાના ઘર આગળ આવ્યો, અને ત્યાં આગળ ગોખમાંથી એક સર્પ લટકતો હતો તેને દોરી સમજીને તે વડે તે ઉપર ચઢી ગયો અને વેશ્યાના શયનખંડમાં દાખલ થયો. નિદ્રામાં સૂતેલી સ્ત્રીને જગાડીને તેની આગળ તેણે પોતાની પશુવૃત્તિ પ્રગટ કરી ત્યારે તે સ્ત્રીએ તેને ભક્તિનો જે ઉત્તમ ઉપદેશ આપ્યો તેની બિલ્વમંગળના હૃદય ઉપર ઘણી ઊંડી અસર થઈ. તેણે પોતાનાં પાપકર્મનો પસ્તાવો કર્યો અને ભગવત્પરાયણ રહેવાનો દૃઢ સંકલ્પ કીધો. પરિણામે તેનું જીવન હમેશને માટે સુધરી ગયું અને ભક્ત કવિ તરીકે તેણે અચળ કીર્તિ સંપાદન કરી.

આ વૃત્તાન્તને આધારે કલાપીએ જે કાવ્ય લખ્યું છે તેનો સારાંશ હવે આપણે સંક્ષેપમાં આપી જઈશું. પોતાની પ્રિયતમાને મળવા માટે બિલ્વમંગળ નીકળી પડ્યો ત્યાંથી કલાપીના કાવ્યની શરૂઆત થાય છે, અને વિષયી પુરુષના હૃદય જેવી અંધારી રાત્રિના વર્ણનથી પ્રારંભ કરીને સાધુ પુરુષના જીવન જેવી પાવનકારી પ્રભાતના ઉદય સુધીનું વર્ણન એ કાવ્યમાં આપવામાં આવ્યું છે. એક રાત્રિના ટૂંકા સમયમાં, કેવળ સ્ત્રીના સ્નેહમાંજ ગુંચવાઈ રહેનારા હૃદયનો અંધકાર નષ્ટ થઈને ઈશ્વરકૃપાથી જ્ઞાનનાં તથા ભક્તિનાં કિરણોનો પુણ્યવન્તો પ્રભાવ કેવો ઝળકી ઊઠે છે તે આ કાવ્યમાં ઠીક દર્શાવાયું છે. એ વિષે વધારે ટીકા કરતાં પહેલાં આપણે પ્રથમ એ કાવ્ય તરફજ વળીશું.

આકાશમાં તારાઓ વાદળાંઓમાં ઢંકાયા રહીને સ્વસ્થ નિદ્રા લે છે, આખા વિશ્વમાં શાન્તિ પ્રસરી રહી છે, પહાડ, નદી વગેરે પણ જાણે ગાઢ નિદ્રામાં પડ્યાં હોય તેવાં જણાય છે એવે રાત્રિને સમયે ખળખળ વહેતી અને કાળાં પાણીવાળી યમુના નદીની પાસેની ભેખડ ઉપર એક માણસ ઊભું રહ્યું છે. તે ભેખડ ઉપરથી કુદકો મારીને પાણી આગળ આવીને થંભે છે અને કંઈક વસ્તુની શોધમાં છે એવામાં કોઈ શબ પાણી ઉપર તણાતું આવતું તેની નજરે પડે છે. એ શબનેજ હોડી સમજી લઈને પેલો માણસ તેને જોરથી ઝાલી લે છે, અને પોતાની પ્રિયાને મળવાના વિચારથી હરખાતો હરખાતો તે શબ ઉપર બેસીને તરતો તરતો ચાલ્યો જાય છે.

એટલામાં વીજળીના ચમકારાઓથી પહાડ, નદી, અને વૃક્ષ ઉપર તેજ છવાઈ રહે છે, અને મેઘની ગર્જનાઓથી આખું વન ચમકીને ગાજી ઊઠે છે અને મયૂર પણ પોતાની નિદ્રામાંથી જાગી ઊઠીને સહર્ષ ટહુકા કરે છે; પણ ભલે વીજળીના ચમકારાઓ થાય! ભલે મેઘની ગર્જનાઓ સંભળાય! ભલે મયૂરો હર્ષથી ટહુક્યા જાય! પેલા કામી પુરુષને એ સર્વથી લેશ માત્ર પણ અસર થતી નથી. તેની દૃષ્ટિ પેલા શબ ઉપર છે તે છતાં તે શબને તે ઓળખી શકતો નથી. તેના કર્ણ ઉપર અનેક પ્રકારના ધ્વનિઓ અથડાય છે પણ તેનો તે હિસાબ ગણતો નથી. વીજળીથી સળગીને આખું જગત્ બળી જાય પણ તેની તે દરકાર રાખતો નથી. આંખ છતાં તે જોઈ શકતો નથી, કાન છતાં તે સાંભળી શકતો નથી. પોતાના પ્રેમની મૂર્તિ —**પોતાની પત્ની**— તેનાજ વિચારો તેના આત્મામાં સર્વવ્યાપી બની રહ્યા છે. બીજા કોઈ વિચારોને એ આત્મામાં પ્રવેશ પામવાનો સંભવ નથી. કુદરતનાં સખ્તમાં સખ્ત તોફાનોનું બળ એ આત્માને અન્યત્ર આકર્ષવાને શક્તિમાન્ નથી. તેના હૃદયપટમાં તેની વહાલીનુંજ ચિત્ર આલેખાયું છે. તેના અંગેઅંગમાંથી સઘળું જીવન ત્યાં આગળજ આવીને અટક્યું છે:—

"આલેખાયું હૃદયપટમાં ચિત્ર વ્હાલી તણું છે,
અંગોમાંથી જીવન સઘળું ત્યાંજ આવી રહ્યું છે."

આ સ્થળે ખાસ લક્ષમાં લેવાનું એ છે કે તુળસીદાસના કે કોઈ અન્યના જીવનવૃત્તાન્તની સ્મૃતિને લીધે અથવા

કવિની સ્વાભાવિક પ્રેરણાની ખુબીને લીધે બિલ્વમંગળની ધર્મપત્નીનેજ બિલ્વમંગળના પ્રેમનું પાત્ર બનાવીને કલાપીએ પોતાના કાવ્યના નાયકને અનીતિના મહાન્ દોષમાંથી મુક્ત રાખ્યો છે, એટલું જ નહીં પણ તેનામાં સ્નેહના ઊંચા લક્ષણનું સ્થાપન કર્યું છે. પરિણામે કલાપીના આખા કાવ્યમાંથી જે બોધ નીકળે છે તે મૂળ વૃત્તાન્તના કરતાં તદ્દન જૂદીજ જાતનો છે. એક અધમ સ્થિતિના માણસની ઉત્તમ સ્થિતિ થયાનું જે કથન મૂળ વૃત્તાન્તમાં આવે છે તે કલાપીના કાવ્યમાં નથી, પણ તેને બદલે જે સ્નેહાળ હૃદય એક વખતે સ્ત્રીના સહવાસમાં જ આસક્ત રહેતું હતું તે ઈશ્વરકૃપાથી અને તે સ્ત્રીના જ સદ્‌બોધથી પોતાની મૂળની ઉચ્ચ સ્થિતિ કરતાં પણ અતિ ઉચ્ચતર સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરે છે, એ ઉચ્ચતર સ્થિતિમાં તેની સ્ત્રી પણ કેવી રીતે તેની સાથે સહચાર કરે છે, અને માનવપ્રેમ તે કેવી રીતે પ્રભુપ્રેમની સીડી ઉપર ચઢનાર આત્માનું પ્રથમ પગથિયું બને છે તેનું અતિ હૃદયંગમ, મનોહર, બોધદાયક, અને આદર્શરૂપ ચિત્ર એ સ્નેહી કવિએ પોતાની ઉચ્ચ પ્રતિભા વડે આપણી આગળ મૂક્યું છે.

પેલો પ્રેમી પુરુષ પોતાના પ્રિયજન તરફ આશાભર્યો ખેંચાતો આખરે કિનારે આવી પહોંચે છે, અને જે શબ ઉપર ચઢીને એ આવ્યો હતો તેને એક બાજુ ઉપર મૂકીને સ્વાભાવિક રીતે સૌથી પ્રથમ પોતાની પ્રિયાના શયનખંડ તરફ દૃષ્ટિ કરે છે અને તે ખંડમાંના દીવાને જોઈને હર્ષથી પ્રફુલ્લિત બને છે. પછી એ મસ્ત પ્રેમી અંધારામાં ત્વરિત ગતિથી

ચાલતો ચાલતો પોતાની પ્રિય સખીના ગૃહ આગળ આવી પહોંચે છે અને ઊંચી દૃષ્ટિ કરીને જોય છે તો ગોખમાંથી કંઈ દોરી જેવું લટકતું એના દીઠામાં આવે છે તેને ઝાલીને તે ઉપર ચઢી જાય છે અને ગોખમાં જઈને ઊભો રહે છે.

ત્યાં તે પોતાની પ્રિય સખીને ઘોર નિદ્રામાં પડેલી જોય છે. તેને જોતાંજ એનું હૃદય સ્નેહના આવેશથી જાણે ચીરાઈ જતું હોય તેમ ધડકે છે અને એના પરવશ ચિત્તને આખો ઓરડો જાણે ચકર ચકર ફરતો હોય અને કંપતો હોય એવું લાગે છે. આવી સ્થિતિમાં એ કામી પુરુષ અનિમિષ નયનથી પોતાની પ્રિયા તરફ જોઈ રહે છે તે વિષે લખતાં કવિ ઉમેરે છે કેઃ—

"જોઈ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
આવી મીઠી સુખની વખતે કોઈ વેળા ન આવે;
આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનું મધુર સુખ તો આજ ઊડીજ જાશે.

જોઈ લેજે, ફરી ફરી ભલે દૂરથી જોઈ લેજે,
ઇચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
તારે માટે દિવસ ઉગતાં કાંઈ જૂદુંજ ભાગ્ય,
ત્હારો નિર્મ્યો કરુણ પ્રભુએ કાંઇ જૂદોજ માર્ગ !"

... ... ... ... ... ...

આવાં વચનોથી પતિના પ્રેમની તેમજ પત્નીના સૌન્દર્યની સચોટ છાપ પડવા ઉપરાંત એ પ્રેમના ભાવી પરિણામનું પણ અસરકારક રીતે સૂચન થાય છે. અને એવી રીતે એ વચનો નિરર્થક ટાહ્યલાં જેવાં ન થઈ પડતાં કાવ્યની ખુબીમાં ઘણો અગત્યનો ઉમેરો કરે છે.

ત્યાર પછીનું વર્ણન કવિની કળાનો એથી પણ વધારે સારો ખ્યાલ આપે છે. પેલો કામી પુરુષ હજી ગોખમાંજ

ઊભો રહ્યો છે અને તેનાં પ્રણયી નયનો નિદ્રામાં સૂતેલી સુન્દરી ઉપર ચોંટી ગયાં છે તેવામાં એક 'ભોળું' પતંગ દીવામાં ચડચડીને મરી જાય છે તે તરફ તેનું લક્ષ ખેંચાય છે અને તે

બોલી ઊઠ્યો, "અહહહ પ્રભુ ! સ્નેહની આ દશા શી ?
ઓહો કર્તા ! તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી ?
પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
તે ભોક્તાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે ?"

સંસારી સ્નેહને માટે આ સ્થળે દીપક અને પતંગની જે ઉપમા આપવામાં આવી છે તે કંઈ નવીન નથી, પણ કાવ્યના નાયકે એમાંથી જે સાર શોધી કાઢ્યો છે તે તદ્દન નવો છે. જેવી રીતે એક અજ્ઞાન પતંગિયું ખાલી માયામાં ફસાઈને દીપક તરફ ખેંચાયાં કરે છે અને અન્તે વિનાશ પામે છે તેવી રીતે સંસારી જીવ વિષયનાં ક્ષણિક સુખોમાં મચ્યો રહીને પોતાના આત્માનો વિનાશ આણે છે એવો બોધ કવિઓએ અનેક વાર આપણી આગળ મૂક્યો છે, પણ બિલ્વમંગળને એવા જ્ઞાનની ઊંચી દશાએ પહોંચવાની હજી વાર છે. પતંગ અને દીપકના સમ્બન્ધ વિશે એ કહે છે કે—

"કાંઇ મીઠું સુખ નક્કી હશે પ્રેમીને બાળવામાં,
ને કૈં તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;"

પ્રેમનું જે પાત્ર હોય તેને પ્રેમીના હૃદયને બાળવામાં આનન્દ મળતો હોય તો પ્રેમીને પોતાને દાઝવામાં કંઈ તેથી ઓછો આનન્દ મળે છે? નહીંજ. ત્યારે મારી પ્રિય સખી! તું ભલે મને બાળી દે! એવું કહીને પેલો પુરુષ પોતાની પ્રિયા પાસે દોડતો જાય છે અને પોતાની ધ્રૂજતી છાતીને તે સૂતેલી સ્ત્રીના હૃદય સાથે ચાંપે છે. એ સ્પર્શથી

તે સ્ત્રી ચમકીને જાગી ઊઠે છે તે વખતે તેના મનમાં શા વિચારો આવ્યા હશે? તે બિલ્વમંગળની હકદાર સ્ત્રી છે, તેની સાચી ધર્મપત્ની છે, તેના પ્રેમનું યોગ્ય પાત્ર છે. તેને કાંઈ ઠપકાનાં વચનો કહેવાનાં નથી, તેને કાંઈ ક્રોધના કટાક્ષો ફેંકવાના નથી. ભક્તિનો ઉપદેશ તે આપતી નથી અને જ્ઞાનનાં વચનો તે વદતી નથી, પણ પોતાના સ્નેહાળ પતિના સ્નેહનો યોગ્ય પ્રત્યુત્તર સાનંદાશ્ચર્ય તે વાળે છે અને બન્ને ધડકતાં હૃદયો ફરીથી એકબીજાં સાથે દબાય છે, બન્ને પ્રણયી જીવો પોતાનું ભાન ભૂલીને શાન્ત સમાધિને પામે છે. કવિ આ સ્થળે એ સ્નેહના ભાવી પરિણામનું ફરીથી સ્મરણ કરીને અને દંપતીના ઉચ્ચ સ્નેહની પણ યોગ્ય કદર કરીને ખરી સહૃદયતા સાથે વિચાર કરે છે કે—

"આ બન્નેની દૃઢ ક્ષણ મહીં છૂટશે ગ્રન્થિ હાય!
કેવો મીઠો સમય સુખનો ત્હોય કેવો ક્ષણિક!"

જેવી રીતે સૂર્યનાં કિરણોથી પોયણી ખોલે છે તેવી રીતે તે મૃગનયનીની આંખ ઊઘડે છે, તેનાથી જાણે પિયુના અંગ ઉપર પીયૂષનો લેપ થતો ન હોય તેવું લાગે છે, અને તે એક પ્રકારની પ્રેમમૂર્છામાં પડે છે. એ દૃષ્ટિમાં વિશ્વની સઘળી ઉપાધિ લય થઈ જાય છે અને સતત ગતિએ વહેનારો વખત પણ ત્યાં આગળ સ્તંભીને ઊભો રહેતો હોય એવું લાગે છે. પણ શું વખત એ પ્રમાણે સ્તંભીને ઊભો રહે છે ખરો? જો એમ હોય તો તો આ પ્રેમી જનોના સુખનો કદી પણ અન્ત આવવો જોઈએ નહીં. આ વિચારથી કવિને પોતાની ભૂલ સમજાય છે અને તે ઉમેરે છે કે

"ના! ના! રે! રે! વખતનદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પલ પણ નહીં પ્રેમીનાં કાર્ય માટે;
બીચારાંની સફલ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓહો! એ તો જલદી જલદી આવી કે ઊડી જાતી."

જે વખતે બન્ને પ્રેમાળ હૃદયો એકબીજા સાથે દબાયાં હતાં તે વખતે એ ગૃહ ઉપર કંઈ કંઈ વાદળાં દોડતાં હતાં, પણ હવે તે વાદળાંઓ વિખરાઈ ગયાં છે, અને વિશ્વમાં નવું ચેતન આવવા લાગ્યું છે. પણ હજી તે પ્રેમાળ દંપતીના હૃદયમાં પ્રભુભક્તિનું ચેતન સ્ફુર્યું નથી. પૂર્વ દિશામાં કેસુડાંના જેવો લાલ રંગ પથરાઈ રહેલો જોઈને પક્ષીઓ કલરવ કરીને ઊડાઊડ કરે છે, તેના સ્વર સાંભળીને પિયુની સાથે સૂતેલી સ્નેહાળ સુન્દરી કહે છે કે "અરેરે! મારા પ્રિયતમ! રાત્રી ચાલી ગઈ."

માનવસ્નેહના કરતાં વધારે ઊંચી સ્થિતિ ઉપર વાચકને લઈ જવા ઇચ્છનારો કુશળ કલાવાન્ યોગ્ય પ્રસંગ શોધીને સુન્દરીનાં આ વચનો ઉપરથી બોધ તારવી કાઢે છે કે "માણસ ગમે તેટલો સુખમાં હોય, પણ આખરે તેને "અરેરે!" એમજ બોલવાનું રહે છે; જે હૃદયો એક ક્ષણે સ્નેહસુખથી કંપી રહ્યાં હોય છે તેજ બીજી ક્ષણે શોકભારને લીધે ઉષ્ણ નિઃશ્વાસ નાંખે છે. હર્ષનાં અશ્રુ તો આપણાં નયન પરથી સૂકાયાં નથી હોતાં એટલામાં દુઃખનાં અશ્રુ આવીને ઊભાં રહે છે."

તે સુન્દરીનું 'અરેરે!' સાંભળીને તેના પિયુના હૃદયમાં પણ ગ્લાનિ વ્યાપી જાય છે. બેઉ જણાં શિથિલ પગલે ગોખમાં આવીને ઊભાં રહે છે; અને ભારે હૈયે કુદરતના શાન્ત સૌન્દર્ય તરફ જોઈ રહે છે. જે સુન્દરીના ભાગ્યમાં

જગત્‌ના સ્રષ્ટાની ભક્તિનો ઉત્તમ બોધ આપવાનું લખ્યું છે તેજ અત્યારે તે સ્રષ્ટાની રચેલી રચના તરફ પોતાના પતિનું લક્ષ ખેંચે છે અને તેને કુદરતના સૌન્દર્યનું ભાન કરાવે છે. એટલામાં યમુના નદીના કિનારા ઉપર પડેલા શબ તરફ તેની નજર પડે છે, એ શબ તરફ તે પોતાના પતિનું લક્ષ ખેંચે છે, અને તેના તરફથી એ શબ વિષેની હકીકત સાંભળે છે. આ વખતે તે સુન્દરીના હૃદયમાં કેવા વિચારો આવ્યા હશે! તેને કેવી લાગણી થઈ હશે! પ્રભુભક્તિનો કે બીજો કોઈ પણ ઉત્તમ ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવનારાં માણસોનાં હૃદય કુસુમથી પણ વધારે કૂમળાં હોય છે, અને આ કોમળ બાળાનું હૃદય એ સામાન્ય નિયમના અપવાદરૂપે નથી. તેનું હૃદય પ્રેમથી ભરેલું છે, તેના ચિત્તમાં ઉપકારવૃત્તિ ઊભરાય છે, તે એક શબ્દ પણ બોલી શકતી નથી. તે માત્ર પોતાનું મસ્તક નીચું નમાવે છે, અને પોતાના પ્રીતમના હૃદયની સાથે પોતાના ગાલ ચાંપે છે. "તમે જે પરિશ્રમ લીધો તેને માટે હું તમારો ઘણો આભાર માનું છું" એવાં લાંબાં લાંબાં પણ મોટે ભાગે ઉપલકિયા ભાષણોના કરતાં આ લાજાળુ લલનાની મૌનભરી લીલા કોને વધારે અસરકારક નહીં લાગે?

એટલામાં ગોખમાંથી લટકતા સર્પ તરફ એ લલનાની નજર પડે છે અને તે ગાભરી બનીને પોતાના પિયુને તે સર્પ બતાવે છે. બિલ્વમંગળ તે સુન્દરીને ફરીથી પોતાના હૃદય સરસી ચાંપે છે અને પોતે તે સર્પને દોરી માનીને ઉપર ચઢી આવ્યો હતો એ વાત તેને કહે છે.

આ સાંભળીને તે સુન્દરી ચકિત થાય છે. ચિન્તાવાળાં અને સજલ નયનોથી તે પોતાના સ્વામીને જોઈ રહે છે, અને કંઈ કંઈ વિચાર કરતી તે થોડી વાર મૂગી રહે છે. એટલામાં છત ઉપરથી જે દીવો ઝૂલતો હતો તે હોલવાઈ જાય છે અને તેમાંથી ધુમાડાનો શ્યામ ગોટો બહાર નીકળે છે. આ પ્રમાણે ગૃહમાં સર્વ સ્થળે પ્રકાશ આપનારા દીપકનો પણ આવો અન્ત જોઈને તેના હૃદયમાં જે વિચારો આવતા હતા તે વધારે દૃઢ થાય છે અને તે પોતાના પ્રીતમને કહે છે કેઃ

"મ્હારા વ્હાલા! સુર! હૃદયથી દાસ તું ઈશનો થા!"

આ સંસાર કેવો ફાની છે, મનુષ્યનું જીવન કેવું ક્ષણભંગુર છે, માનવદેહ કેવો નાશવન્ત છે, સંસારી જનોનો વિયોગ કેવો અસહ્ય થઈ પડે છે, શાશ્વત સુખ છોડીને એવાં ક્ષણિક સુખને માટે શા માટે ફાંફાં મારવાં એ સર્વ તેને સમજાવીને એ તેને પ્રભુભક્તિ તરફ વાળવા ઇચ્છે છે, અને એ સ્નેહાળ સુન્દરી પ્રભુભક્તિના ઉચ્ચ માર્ગમાં પણ પોતાના પ્રીતમની સાથે સહચાર કરવાનો ઉન્નત અભિલાષ રાખે છે.

એ ઉપદેશની બિલ્વમંગળના હૃદય ઉપર ઘણી ઊંડી અસર થાય છે. ઘોર નિદ્રામાંથી જાણે તે જાગી ઊઠતો હોય એવું તેને લાગે છે અને તેનું રાતું મુખ અત્યારે શાન્ત, ગંભીર, અને ભવ્ય જણાય છે. એ સમયનાં તેનાં પ્રૌઢ વચનો કવિના પોતાના શબ્દોમાંજ ટાંકવાં જરૂરનાં છે. તે કહે છેઃ—

દૃષ્ટિ ફેંકી પ્રિયમુખ ભણી પ્રેમઔદાર્યભીની
બોલ્યો વાણી ગદગદ થઈ મેઘની ગર્જના શીઃ—
"રે કલ્યાણી! સખિ! ગુરુ! પ્રિયે! પ્રેમની દિવ્ય જ્યોતિ!
"ત્હારે પન્થે વિહરીશ હવે જાળ જંજાળ તોડી!

"સંસારીને શિખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
"ને અન્તે હું મરીશ સુખમાં ઈશનું નામ બોલી;
"ચાલો ચાલો નદીતટ પરે ઝુંપડી બાંધશું. ને
"વ્હાલા મ્હારા પરમ પ્રભુનાં ગીત ગાશુંજ પ્રેમે!

"શૃંગારી આ હૃદય તુજ ક્યાં? શાન્ત વૈરાગ્ય તે ક્યાં?
"સંસારી આ તુજ હૃદયમાં જ્ઞાનનું ઊગવું ક્યાં?
"શું વિચારૂં? મુજ મગજ તો બાવરૂં આ બને છે,
"શું વિચારૂં? મુજ હૃદયમાં આંસુડાં ઊભરે છે!

"જન્મ ને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
"પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિ હાથ છે.

"'કરૂં છું' ને 'કર્યું છે મેં' જૂઠું એ અભિમાન હા!
"કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં?"

એ પ્રમાણે ઇશ્વિરકૃપાથી અને સ્નેહાળ સ્ત્રીના સદુપદેશથી એક પ્રેમાળ હૃદયનો સંસારી સ્નેહ પ્રભુભક્તિની પરમ દશાને કેવી રીતે પ્રાપ્ત કરે છે અને અતિ અલ્પ સમયમાં તેના વિશુદ્ધ અને ઉદાર આત્માનો કેવી રીતે વિકાસ થાય છે તે કલાપીએ આપણને આ કાવ્યમાં દર્શાવ્યું છે. 'કલાપી કવિતા રચે છે ખરો પણ એનામાં કવિત્વશક્તિ નથી,' 'એનામાં સ્નેહ છે પણ કળા નથી,' 'એનામાં લાગણી છે પણ કલ્પના નથી' એવાં એવાં વચનોનું પોકળપણું સિદ્ધ કરી આપવાની જો જરૂર હોય તો તે કામને માટે કલાપીનું આ એકજ કાવ્ય જોઈએ તેવું સમર્થ છે એવું કયા સહૃદય મનુષ્યને નહિ લાગે?

('ગુજરાત શાળાપત્ર'નો જ્યુબિલિ અંક,
સં. ૧૯૬૮, ઈ. સ. ૧૯૧૧)

કવિશ્રી ખબરદારના "વનપ્રવેશ" નિમિત્તે કનકોત્સવનો મંગલ સમારંભ યોજીને તમે બતાવી આપ્યું છે કે ગુજરાતના નવચેતનને ઝીલનારા તથા પોષનારા, કોકિલસમા મધુર રવથી ટહુકનારા, હૃદયને અવનવો ઉલ્લાસ તથા આનન્દ અર્પનારા, પ્રભુલીલાને પેખનારા, પ્રકૃતિ અને મનુજ-બાળમાં સમાયલાં સત્ય–સૌન્દર્ય–સ્નેહ–અને સાધુતાનો સાક્ષાત્કાર કરાવનારા કવિવરોની અને તેમના તરફથી થતી રસલ્હાણની યોગ્ય રસિકતા તથા ગુણજ્ઞાનથી તમે કદર કરી શકો છો અને હિંદુ તથા પારસી એ કોમી ભેદોને સાહિત્યના સામ્રાજ્યમાં તો સ્થાનજ નથી એમ સમજીને એવા સાંકડા વિચારોથી તમે નિર્લિપ્ત રહી શકો છો. તમારી એ ઉદાર ભાવનાને માટે હું તમને અભિનન્દન આપું છું.

આ શહેરમાં તમે જેવી સભા આજે મેળવી છે તેવી સભા આ મંગલ પ્રસંગ નિમિત્તે અનેક શહેરોમાં મળશે. તમારી એ પ્રવૃત્તિમાં ગુજરાત તેમ જ બૃહદ્ ગુજરાત— " જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત "

એ કવિની પ્રોજ્જ્વળ ભાવના પ્રમાણે બૃહત્‌થી પણ બૃહત્, એક એક ગુજરાતી જ્યાં વસતો હોય તે સ્થળનો પણ જેમાં સમાવેશ થાય એવું સમસ્ત ગુજરાત તમારી સાથે સામેલ છે એ વિચારતાં તમને અભિનન્દન આપવાની ફરજ તો મારી રહે જ છે, પણ એથીએ વધારે ઉંડો ભાવ જે મારા હૃદયમાં પ્રકટે છે તે કવિજીવનની સફળતાનો અને એ સફળતા અર્પનારી એમની ઉત્તરોત્તર વિકસતી કાવ્યશક્તિ તથા કાવ્યપ્રવૃત્તિઓ પ્રત્યે પૂજ્યબુદ્ધિનો. કવિના જીવનચરિત્ર તેમ જ એમની સાહિત્યપ્રવૃત્તિ વિષે આજના પ્રસંગ નિમિત્તે ખાસ પધારેલા બીજા વિદ્વાનોનાં ભાષણો થવાનાં છે એ વાત ધ્યાનમાં લઈને એ બન્ને વિષયો સમ્બન્ધી ઝાઝા વિસ્તારમાં હું નહીં ઊતરૂં. જેને લીધે આજના સમારંભને વિશેષ ગૌરવ સાંપડે છે તે કવિહૃદયની મહત્તાનો કંઈક ખ્યાલ આપવા પૂરતા જ બે બોલ હું આ પ્રસંગે બોલીશ.

"કાવ્યરસિકા," "વિલાસિકા," "પ્રકાશિકા," "સંદેશિકા," "ભજનિકા," "કલિકા," "રાસચંદ્રિકા" અને "દર્શનિકા"* એ પુસ્તકોમાં એમની "કવનિકાઓ"નો સંગ્રહ થયેલો છે. એ ઉપરાંત "ભારતનો ટંકાર" પણ એમણે કર્યો છે, અને "પ્રભાતનો તપસ્વી" અને "કુક્કુટ-દીક્ષા" જેવાં વિકૃતિકાવ્યો અથવા પ્રતિકાવ્યો પણ એમણે લખ્યાં છે. આ સર્વ કૃતિઓમાં, નવ ખંડમાં વહેંચી દેવામાં આવેલું એમનું "દર્શનિકા"નું વિસ્તૃત કાવ્ય સૌથી છેલ્લું

* આ નામાવલિમાં હવે "કલ્યાણિકા" અને "રાષ્ટ્રિકા" ઉમેરવાનાં થયાં છે.

રચાયલું, એટલે વિશેષ તાજું, વિશેષ નવીનતાવાળું, કવિની 'પરિણુત પ્રજ્ઞા'ની સચોટ છાપવાળું જેને ગણી શકાય એવું છે.

કવિના પોતાના શબ્દોમાં કહીએ તો એમનું "જીવન-ભરનું તત્ત્વદર્શન" એમણે એમાં મૂક્યું છે. સાડાત્રણ માસની ટૂંકી મુદતમાં છ હજાર લીટીનો પ્રવાહ એ કવિહૃદયમાંથી અખંડપણે વહ્યો અને ભદ્રરૂપ પામ્યો. પુસ્તકના આરંભમાં 'કવિતા એ જીવનની સમીક્ષા છે' એ મેથ્યુ આર્નોલ્ડનું જાણીતું મહાસૂત્ર કવિએ આગળ ધર્યું છે, અને પોતાના જીવનની અર્ધી સદી પૂરી થતાં એ કાવ્યને ગુજરાતના ચરણમાં મૂકતાં પોતાને થતો હર્ષ એમણે વ્યક્ત કર્યો છે. એ કાવ્ય પોતાની સદ્ગત પુત્રી તેમીનાનાં પવિત્ર સ્મરણને અર્પણ કરવામાં આવ્યું છે. ૨૭ વર્ષની ભર જુવાનીમાં કવિની એ મોટી પુત્રી લાંબી માંદગી પછી ઈ. સ. ૧૯૨૯ના જૂલાઈ માસમાં પ્રભુશરણ થઈ. આ ઉપર કવિએ આશ્વાસનરૂપે એક પ્રશસ્તિકાવ્ય લખવું એવી કેટલાક મિત્રો ને સમ્બન્ધીઓની સૂચના કવિને ન રૂચી. કવિ લખે છે:—

"જીવનભરની તીવ્ર વેદનાના અને કડવા મીઠા પ્રસંગોના અનુભવોમાંથી પસાર થઈ સદ્જ્ઞાનની ઉંડી શાંતિ જ મારા હૃદયમાં ભરી હતી. મારી પુત્રી પ્રત્યેનો મારો નિર્મળ ને ઉંડો સ્નેહ મારી પુત્રીના દશ્ય કે અદશ્ય રૂપમાં પણ તેવો જ અખંડપણે વહેતો રહ્યો છે. તો પછી આ ખાનગી ખોટને હું કવિ હોવાથી શું જાહેર રૂપ આપું?

એમાં તો મારા સ્નેહને નાનમ જ લાગે. એવો પ્રસંગ તો વિશ્વવહનનો સૌંદર્યપ્રસંગ જ કહેવાય."

આ વિચારોમાં "દર્શનિકા" કાવ્યનો ઉદ્‌ભવ થયો. જીવન અને મૃત્યુના અનેક કોયડાઓ ઉકેલવાનો આ કાવ્યમાં કવિએ પ્રયત્ન કર્યો છે. મૃત્યુની કઠોરતા કે ભયંકરતાના પ્રલાપ ન કરતાં મૃત્યુમાં એણે 'અધિક સુંદરતા' પેખી છે. દુઃખની દારુણતાથી ન દબાતાં 'અણુહઠ્યાં' દુઃખને સહન કરવામાં એણે જીવનનો મોટો વિજય માન્યો છે. તેજ અને અંધારૂં, જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ એ જોડકાંઓ અન્યોન્યને ઉપકારક છે અને તેથી સ્વીકાર્ય છે. કવિ કહે છે :—

"જગતમાં માત્ર આ તેજ જો હોત, તો
તેજની કોઈ નહીં કરત પરવા;
હોત અંધારનું તત્ત્વ નહીં, તો પડત
તેજનું નામ ક્યાંથી ઉચરવા?
સુખતણી કલ્પના કેમ આવત મને,
જો નહીં હોત કંઈ દુઃખ જગમાં?
વૃક્ષ સ્થાયી રહ્યું તે કશું કલ્પશે
આઉ કે ગજતણું માપ ડગમાં?"

જન્મ અને મૃત્યુ એ બન્ને જીવનનાં દ્વાર છે—એક પ્રવેશનું, બીજું નિર્ગમનનું. એ બન્ને હોવાથી જ જીવન તે જીવન બની રહે છે. ઉચ્છ્‌વાસ અને નિઃશ્વાસસમાં એ બન્ને પરસ્પર સંકળાયલાં છે તો પછી એકથી હરખવું અને અન્યથી ખીજવાવું શાને? સામાન્ય અનુભવની વાત હોવા છતાં મનુષ્યની બુદ્ધિ અને કલ્પના આ બેઉના પારને પામી શકતાં નથી :—

"જન્મ છે જીવનનું દ્વાર એ એક, તો
મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું;
જન્મને જોઇને જો હું રીઝું સદા,
તો પછી મૃત્યુથી કેમ ખીજું?
જન્મ ને મૃત્યુ છે જગતનું જીવન આ,
વિશ્વના શ્વાસ ઉચ્છ્વાસ મોંઘા:
બુદ્ધિ ને કલ્પના સતત પછડાય ત્યાં,
તોય સમજે ન એ શબ્દ સોંઘા!"

જીવનને કોઈ માયા જેવું કહે છે, કોઈ સ્વપ્ન જેવું કહે છે, કોઈ મૃગજળ જેવું કહે છે, કોઈ આકાશકુસુમ જેવું કહે છે, પણ કવિ કહે છે કે જેવું કહો તેવું આ જીવન છે જ, અને એ જીવનનો જીવનારો 'હું' તે શું સાચો નથી? એ જીવન મારે જીવવાનું છે. જગતને છોડી જતાં, માણસ એ જીવનને છોડી શકશે? છતાં જે જગતને છોડી જવાનો કેટલાક ડોળ કરે છે તેની જ પાસે ભિક્ષા મેળવવા તો તેઓ આવે છે! દુઃખથી ભાગવું એ તો કાયરતાનું લક્ષણ છે. કવિ સલાહ આપે છે કે ઝોળી ભેરવવા કે કંથા ધારણ કરવાને બદલે તમારા હૃદયની ઝોળીમાં તમે સાધુતા ભરો, અને જીવનની સ્વચ્છતા એને જ તમારી કંથા બનાવો:—

"સાધુતા સો ભરો હૃદયની ઝોળીમાં,
જીવનની સ્વચ્છતા તે જ કંથા;
રણથકી ભાગતાં કોણ રણવીર કહે?
રણ જીતે તે જ છે વીર્યવંતા!"

સ્નેહનો વિશ્વધર્મ સમજાવી અન્તમાં કવિ કહે છેઃ—

"જીવવું એટલે જળવું ને ઝણુકવું:
તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહજયકાર કરતાં અદલ:
સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો!"

"કલિકા" એ ખંડકાવ્ય પણ લાંબું છે. તેમાં કવિ પોતાની પ્રેમકથા શરૂઆતથી છેવટ સુધી કથ્યા જાય છે. પોતાના પ્રેમપાત્રમાં પ્રભુતાનાં દર્શન કરતાં કવિએ સ્ત્રી-સૌન્દર્ય અને વિલાસનાં વિવિધ ચિત્રો એમાં ચીતર્યાં છે. 'Love's Encyclopoedia'–પ્રેમનો સર્વકોષ–એ નામ એ કાવ્યને કવિના એક રસિક મિત્રે આપ્યું હતું. "વર્ષના તમામ દિવસોમાં ગાવા માટે" આ પ્રેમરટણની ૩૬૫ કડીઓ કવિએ રચી છે. વાનગી તરીકે એમાંની એકજ કડી–પ્રિયાના કંઠમાંથી નીકળતા બોલ વિષેની આ સ્થળે હું રજુ કરૂં છું:–

"ઝીણાં ઝીણાં ઝરણાંનાં અમીબિંદુ કેરા ધ્વનિ,
ઝીણી ઝીણી મોરલીના મધુચુંબી સૂર,
કોકિલાના કંઠમાંની માધુરી વસંતભીની,
મોરલાના ટહુકાની ચેતનાનાં પૂર,
રસરેલી કવિતાના અમર કલ્લોલ મીઠા,
પ્રાણસ્પર્શી સંગીતના નાદ અણમોલ:
ભેળવી દો સકળ એ સ્વરો એક તંતુમાંહીં,
એવા કર્ણે પડે પ્રિયાકંઠ કેરા બોલ!"

'વિલાસિકા', 'પ્રકાશિકા', સંદેશિકા,' 'ભજનિકા'–એ ગ્રન્થોમાં કવિનાં છૂટક છૂટક, પ્રમાણમાં નાનાં, કાવ્યોનો સંગ્રહ થયો છે. 'વિલાસિકા'ના પુસ્તક વડે કુદરતના કવિ તરીકે ખબરદારને પીછાનતાં ગુજરાત શીખ્યું. વર્ડ્ઝવર્થે

વગેરે પશ્ચિમના કવિઓ કુદરત તરફ જેવી સહાનુભૂતિની દૃષ્ટિ રાખતા તેવી જ દૃષ્ટિ નરસિંહરાવની પેઠે ખબરદારને પણ પ્રાપ્ત થયેલી આપણે એ પુસ્તકમાં જોઇએ છિયે. એ પુસ્તકની વિસ્તૃત સમાલોચના કવિ–વિવેચક નરસિંહરાવને હાથે ‘વસન્ત’માં થયેલી. ‘વિલાસિકા’નાં કાવ્યોમાં જે ઝીણા ઝીણા દોષ એ વિવેચકે તારવી કાઢ્યા તેની જ સાથે એ કાવ્યોના ગુણને આગળ પાડવામાં પણ વિવેચનશક્તિનું અદ્ભુત સામર્થ્ય નરસિંહરાવે દાખવ્યું છે અને ગ્રન્થપરીક્ષા સાહિત્યને કેવી ઉપકારક થઈ પડે છે તેનું એક જ્વલંત ઉદાહરણ એમણે આ સમાલોચનાથી પૂરૂં પાડ્યું છે એ વાત સર્વસ્વીકૃત ન હોવા છતાં સત્યને અનુસરનારી હોવાથી હું આગ્રહપૂર્વક આપની આગળ રજુ કરું છું.

“વિલાસિકા” પછીની કવિની કેટલીક કાવ્યકૃતિઓ તો નિશાળે ભણતા વિદ્યાર્થીઓથી માંડીને ગુજરાતનાં તમામ કાવ્યરસિક નરનારીઓમાં એટલી જાણીતી અને માનીતી થઈ પડી છે કે તે સમ્બન્ધે વિસ્તાર કરવો એ વૃથા કાળક્ષેપ કરવા જેવું જ ગણાય. ‘ગુણવંતી ગુજરાત’ કોણે નહીં સાંભળ્યું હોય? “Charge of the Light Brigade” એ સુવિખ્યાત કાવ્યની સાથે અભિમાનથી મૂકી શકાય એવું, ‘શૂરા બાવીસ હજાર’ના અદ્ભુત પરાક્રમનું, મોગલ શહેનશાહ અકબરના મહાન્ સૈન્ય સાથે હલદીઘાટના રણમાં થયેલું મેવાડના પ્રતાપ રાણાનું ઘોર યુદ્ધ જુસ્સાભરી શૈલીમાં રજુ કરતું ‘હલદીઘાટનું યુદ્ધ’ એ કાવ્ય કોને અજાણ્યું હશે?

“અમે દેશી, દેશી દેશી!
ઓ દિવ્ય અમારો દેશ!”

એ પંક્તિઓના રણકારને હૃદયમાં ચિરકાલીન સ્થાન પ્રાપ્ત કરાવતું, અનેક ઉત્સાહભરી પ્રવૃત્તિઓની પ્રેરણા અર્પનારૂં, યુવાનોમાં અજબ આનન્દથી અનેકાનેક પ્રસંગોએ સહેજ પાઠાન્તર સાથે–'અમે હિંદી, હિંદી, હિંદી' એ સ્વરૂપે ગવાતું 'અમારો દેશ'નું કાવ્ય પણ એટલું જ જાણીતું છે, છતાં તેની એક કડી તો અત્રે ટાંકવાની લાલચને હું નથી જ રોકી શકતો:–

"ધમધમ ધરણી ધ્રુજવીશું,
અમ દેશતણાં કરી ગાન;
જયજય જયનાદ કરીશું,
દઈશું મોંઘા અમ પ્રાણ!
એ ભક્તિ વસી ઉર, તે શી
દેજો શક્તિ પરમેશ!
અમ દેશી, દેશી, દેશી!
ઓ દિવ્ય અમારો દેશ!"

'ભારતનો ટંકાર' એ દેશભક્તિની વીરતાભરી કવિતાઓના સંગ્રહમાંથી તો 'અનન્ય ભારત'ની બે ત્રણ પંક્તિઓ જ રજુ કરીને મારે સન્તોષ માનવો પડશે:–

"માત હો! ચાહું તનમનથી:
માત હો! ચાહું તનમનથી:
નથી નથી તુજ જેવી, ભારત! જગમાં અન્ય નથી!"

કાવ્યને અન્તે કવિ કહે છે:–

"અમ આતમ આતમ સંદેશ લઈ તુજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું:

તું જડાઈ જીવનથી રે—
માત! તું જડાઈ જીવનથી :
નથી નથી તુજ જેવી, ભારત! જગમાં અન્ય નથી!"

એ માતને ચરણે બેસીને કવિએ કરુણ કલ્પાન્ત કીધું છે, એ માતની દીનહીન સ્થિતિ નિહાળીને એણે ઉંડી આન્તર વ્યથા અનુભવી છે, એ માતની મુક્તિના તીવ્ર અભિલાષ એણે સેવ્યા છે. શૌર્યનું એણે ઉદ્‌બોધન કર્યું છે, આત્મભોગની ભાવના એણે પ્રકટાવી છે, દેશને કાજે સર્વસ્વ અર્પવાની તમન્ના એણે ઉત્પન્ન કરી છે. ખરેખર, રાષ્ટ્રપ્રેમની પ્રેરણા હેઠળ રચાયલા આપણા વર્તમાન કાવ્યસાહિત્યને મોખરે સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ જ નહીં, પણ અંતર્ગત ગુણવત્તાને કારણે આ સંગ્રહનાં કાવ્યોને જ આપણે મૂકી શકીએ. એ સંગ્રહ ૧૯૧૯માં પ્રકટ થયો, ત્યાર પછી છ વર્ષ રહીને, એટલે ઇ. સ. ૧૯૨૫માં 'સંદેશિકા' પ્રકટ થઈ. એમાં કવિની પ્રજ્ઞા એટલી પરિણત થયેલી આપણને જણાય છે કે એક એકને ટપી જાય એવી ઉત્તમ કાવ્યરચનાઓમાંથી પસંદગી કરવા જતાં આપણી મતિ કુણ્ઠિત થઈ જાય છે.

"જૂના જૂના તે અમે જોગીડા,
ને જૂની જૂની અમારી જાત રે,
જોગીડા જૂના જૂના રે"

એ ગરબી આ પુસ્તકમાં જ આપણે જોઈએ છિયે.

"મારા હૈડાનો હલકાર
મીઠડી બહેની તું!"

એ ગરબી પણ અહીં જ આપણને જડે છે અને એવી જ બીજી અનેક એમાં છે.

"અમ ટેક ના તજીએ કદી! રે આ અમે ગુજરાતીઓ!"

એ પંક્તિ પણ અહીં જ આપણા વાંચવામાં આવે છે, અને અહીં જ કવિએ મહાત્મા ગાંધીને ચરણે લલકાર્યું છે કેઃ—

"તમ જ્યોતથી અહીં ક્રોડ જળજો જ્યોત સત્ય સમાધિની!
ભારત વિષે ઘરઘર થજો જયજય મહાત્મા ગાંધીની!"

'હો ગુજરાત! હો ગુજરાત!' નું કાવ્ય પણ અહીં જ સંગૃહીત થયેલું છે, અને—'પુરોહિતની રાજભક્તિ' એ કાવ્ય વિષે મારે શું કહેવું? પ્રથમ 'વસન્ત'માં મેં એ વાંચેલું ત્યારથી તે આજ સુધી એ કાવ્ય તરફ મારો પક્ષપાત કાયમ જ રહ્યો છે. મેવાડના રાજપુત્રોનું દ્વંદ્વયુદ્ધ વર્ણવતાં કવિ કહે છેઃ—

"ઊંચા વ્યોમે નહિ નહિ કદી યુદ્ધ કો જોયું એવું,
ઘેરું ઘેરું નહિ જ અનિલે ગીત કો ગાયું તેવું;
પાષાણોમાં, વન વન વિષે, ઘોષ એવા ન ઘૂમ્યા,
આજે મેવાડના બે ઉભય વીર લડે, અંધ ક્રોધે ઝઝૂમ્યા!"

મેવાડનો પુરોહિત આવીને જુએ છે અને વિમાસે છે કે આ ભાઈઓ ભાઈની લડતમાં એકનો કે ઉભયનો વિનાશ થશે, અને એમ થાય તો પછીઃ—

"અરર! આ ભૂમિનું પછી શું થશે?"

કવિ એ વખતની કુદરતની સ્થિતિનો પુરોહિતની દૃષ્ટિએ ખ્યાલ આપતાં કહે છેઃ—

"તપતું ત્યાં મહાતાપે હિંસે છે વન આ બધું;
લાગે છે ધૂમતું હેયું, વન ને વિશ્વ તો બધું!"

કવિનું વર્ણન આગળ વધે છે:—

"રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધથી ના જ ખાંચે,
ઊભા ઊભા અવર જન સૌ મૂજતા ચાંતિ નાચે:
એવે આવી યુગલ વચમાં તે પુરોહિત ઊભે,
ભોંકીને તે કટારી ઝટ નિજ ઉરમાં ત્યાં પડી રક્ત ડૂબે!"

ચિત્ર બદલાય છે—

"લડતા કુંવરો મધ્યે વિપ્રનો દેહ તરફડે:
ભૂલીને યુદ્ધ પોતાનું શુશ્રૂષા કરવા પડે!

પ્રાણશૂન્ય પડયો દેહ વિપ્રનો પળમાં તહીં:
શુશ્રૂષા ત્યાં કરે કોની? અરેરે! સમજ્યા નહીં!"

કવિહૃદયમાંથી ઉદ્ગાર નીકળે છે:–

"રે કેવી આ ઉર જગવતી ભૈરવી રાજભક્તિ!
આહા કેવી પ્રબળ સ્ફુરતી એ મહા પ્રાણશક્તિ!
કેવો ઊંડો, અડગ, વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!
એ આત્મા, એ ગહન પ્રતિમા, લેશ ભૂલાય કેમ?

છે મેવાડે રુધિર વિરલું ભૂમિમાં વીરકેરું,
પાષાણોમાં, કુહર કુહરે, ઊછળે તે અનેરું:
રાજસ્નેહે રુધિર નિજ દૈ, હા પુરોહિત સૂએ!
ઊંડા તેના હૃદયપડઘા ત્યાં ઘૂમે છે હજૂયે!"

વાંધાજ જેને કાઢવા હોય તેને એવું પણ આ કાવ્યમાં કંઈક કંઈક જડે એમ છે, પણ આખી રચનાથી જે સચોટ સંસ્કાર પડે છે તે ઝીલવા જેટલી સહૃદયતા જો આપણે ન રાખી શકીએ તો તેમાં વાંક તો આપણો અને આપણા દોષૈકદક્પણાનો જ એમ મને લાગ્યા વગર રહેતું નથી. હાલના રાજકીય વાતાવરણમાં ભાઈઓ ભાઈની લડત જો વિરમે

તો દેશ કેવા મહાન્ અનર્થમાંથી બચી શકે એ ઉંડો બોધ આ સુરેખ ચિત્ર પરથી સહેલાઈથી તારવી કઢાશે.

વિસ્તારભયને અવગણવો અશક્ય હોવાથી કવિની "રાસચંદ્રિકા," અથવા નરસિંહ મહેતાની હારમાં કવિને બેસાડે એવા ઉંડા ભક્તિરસથી રેલાતી "ભજનિકા" વિષે તો મારે મૌન જ સેવવું પડશે. પણ ન્હાનાલાલની 'અપદ્યાગદ્ય' શૈલીનું અનુકરણ કરનાર 'મોટાલાલ'ને તે આપણે કેમ વીસરી શકીએ? "પ્રભાતનો તપસ્વી" એ વિકૃતિકાવ્ય (કે પ્રતિકાવ્ય) એમાં જે છે તેને લીધે તેટલું જ એમાં જે નથી તેને લીધે સફળતા પામ્યું છે. આવી સબળ ચર્ચા સાત્ત્વિક ભાવને સંપૂર્ણ સાચવીને કરવામાં 'મોટાલાલ'ની મોટાઈજ હું જોઉં છું. એવી મોટાઈ સાક્ષરોના કોઈ વાડામાં સમાવા જેટલું સાંકડાપણું ન દાખવે એમાં મને કંઈ નવાઈ લાગતી નથી.

એ કવિના પ્રત્યક્ષ દર્શનનો લાભ ભાવનગરની 'સાહિત્ય પરિષદ્'માં મને મળેલો (ઇ. સ. ૧૯૨૪). કદાવર શરીરના પારસી કવિનો બુલંદ અવાજ પરિષદ્ના મંડપમાં ગાજતો જેણે સાંભળ્યો હોય તેના હૃદયમાંથી એ ચિત્ર કદી લુપ્ત થઈ શકે ખરૂં? પ્રતિભાના ચમકારવાળી એ પ્રસંગની કવિની વાણી, સાહિત્યના સ્વરૂપ વિષે કવિએ એ પ્રસંગે દર્શાવેલા સચોટ વિચારો સાહિત્યના ક્ષેત્રમાં ગદ્ય-લેખક તરીકે કવિને ઊંચું સ્થાન અપાવવાને સમર્થ છે, અને વિશેષ જોઇતું હોય તો એનાં કાવ્યપુસ્તકોમાંનાં

પ્રાસ્તાવિક વિવેચનો વાંચો! અને 'મલબારીનાં કાવ્યરત્નો'ને આરંભે કવિએ લખેલો ઉપોદ્‌ઘાત વાંચો!

છતાં એ તો નિઃસંદેહ છે કે ગુજરાત આજે કવિને જે હૃદયનાં સંમાન આપી રહ્યું છે તે એની કાવ્યપ્રસાદીને લીધે. વીરરસનાં, શૃંગારનાં, ભક્તિનાં વિવિધ કાવ્યો એણે ગુજરાતને અર્પ્યાં છે. દેશપ્રેમ અને બલિદાનનાં ભવ્ય ચિત્રો એણે આલેખ્યાં છે. શિલાઓ ઉપર પછડાતા અને અનેરા ગર્જનથી ઘુઘવતા કોઈ પ્રચંડ જળધોધ સમી એની ધસમસતી વાણી ભલભલા સુશિક્ષિતપણાનો ફાંકો રાખનારાઓને પણ શરમાવે એવી શિષ્ટતા અને સંસ્કારવાળી છે. એ વાણી અનેક નવાં નવાં સ્વરૂપે દીર્ઘ કાળ સુધી વહેતી રહો એથી વિશેષ આજને પ્રસંગે આપણે શું ઇચ્છીએ?

"દર્શનિકા"ના 'નિવેદન'માં કવિ કહે છે કે "'મારવો તો હાથી ને લૂંટવો તો ભંડાર' એ કહેવત પ્રમાણે મારી કાવ્યપ્રેરણાએ આ મોટા કાવ્યમાં માનવજ્ઞાનના સંચિત ભંડારમાંથી લૂંટ ચલાવેલી દેખાશે. એ લૂંટ પણ બાદશાહી છે. સર્જક સદા લૂંટતો આવ્યો છે, પણ તે પાછું નવસ્વરૂપે બક્ષવાને માટે". "ભજનિકા"માં એણે 'લૂંટ'ની કવિતા લખી છે તેમાં પ્રભુને લૂંટવા એ આપણને નિમંત્રે છેઃ—

"લૂંટવું ધન ને લૂંટવાં અમૃત,
સૌ આનંદનો સાથ :
લૂંટવું આખું સ્વર્ગ, અદલ હો,
લૂંટવો આખો નાથ!

ચાલો લૂંટવાજી.
પ્ર ભુ ને લૂં ટ વા જી, ચા લો લૂં ટ વા જી !"
**આપણે ચાલીશું એ બહાદુર લૂંટારાના સાથમાં?**

('વલસાડ સાહિત્યસભા' તરફથી ઉજવાયલા
કનકમહોત્સવસમારંભમાં પ્રમુખપદેથી,
તા૦ ૬-૧૧-૧૯૩૧)

ભાષણકાળની મર્યાદા

જે સમયે ગુજરાત અને બૃહદ્ ગુજરાતનાં સાહિત્યરસિક નરનારીઓ સ્થળે સ્થળે કનકોત્સવ સમારંભો યોજીને કવિશ્રીને માન આપી રહ્યા છે તે સમયે એમને વિષે કંઈ કંઈ જાણવાનું અને કંઈ કંઈ કહેવાનું મન થાય એ સ્વાભાવિક છે; પણ આવા ભવ્ય મેળાવડા સમક્ષ અનેક કાર્યો રજુ થવાનાં હોય ત્યાં ભાષણકર્તાએ પોતાને માટે નિર્માણ થયેલા સમયની બાંધી હદમાં રહીનેજ પોતાનું કાર્ય આટોપવાની ચોક્કસ જરૂર ઊભી થાય છે. "कालो ह्ययं निरवधिः" (કાળ નિરવધિ એટલે અવધ વગરનો છે) એમ ભવભૂતિ ભલે કહે! કાળની અનન્તતા વિષે તત્ત્વચિન્તકો

ભલે પોકાર કરે! આજના મારા ભાષણ માટેના કાળની તો ચોક્કસ અવધ છે અને પંદર મિનિટમાં તો એનો ચોક્કસ અન્ત છે એમ જાણ્યા પછી મુદ્દાની વાત પડતી મૂકીને બહુ આડાઅવળા જવાની હું હિંમત ન કરૂં તેજ યોગ્ય થશે.

ઉત્સવદિન

કવિશ્રીના "વનપ્રવેશ" નિમિત્તે આપણે એમને અભિનન્દન આપીએ છિયે, એમની અર્ધશતાબ્દીનો ઉત્સવ આપણે ઊજવીએ છિયે, તે પ્રસંગે ભાગ્યેજ કહેવાની જરૂર હોય કે એમનો જન્મ ઇ. સ. ૧૯૮૧માં થયો હતો. એમનો જન્મદિવસ અંગ્રેજી તારીખ પ્રમાણે છઠ્ઠી નવેમ્બરનો છે અને હિંદુ તિથિ પ્રમાણે કાર્ત્તિકી પૂર્ણિમાનો છે. મુંબાઈમાં એમને અભિનન્દન આપનારો ભવ્ય મેળાવડો એમના જન્મદિવસની અંગ્રેજી તારીખને ધ્યાનમાં લઈને યોજવામાં આવ્યો હતો. આજનું આપણું નમ્ર સંમેલન હિંદુ તિથિને અવલંબીને યોજવામાં આવ્યું છે. આજને જ દિવસે મદ્રાસની જનતા એમની પ્રત્યક્ષ હાજરીનો અણમૂલો લાભ મેળવીને એમને અભિનન્દન આપવાની છે, અને જે શહેરમાં ૧૯૨૪ની સાહિત્ય પરિષદ્‌ને યાદગાર પ્રસંગે સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે જેવી શિષ્ટ અને સંસ્કારી તેવી જ જોશદાર વાણીમાં સમર્થ વિચારો સુશ્લિષ્ટ રીતે રજુ કરતું ભભકદાર ભાષણ એમણે કર્યું હતું અને પરિષદ્‌ના મંડપને એમના બુલંદ અવાજથી ગજાવી મૂકયો હતો તે 'ભાવભીનું' ભાવનગર પણ આજને જ દિવસે એ મંગલ પ્રસંગ ઊજવવાનું છે. આર્ય

સંસ્કૃતિને જેણે ઝીલી છે, આર્ય ભાવનાઓને જેણે પોષી છે, આર્યનાં ધર્મતત્ત્વોને જેણે ઉકેલ્યાં છે તે પારસી કવિનો કનકોત્સવ આપણી હિંદુ તિથિ પ્રમાણે આપણે ઊજવીએ તેમાં અનૌચિત્ય તો નથી જ.

**પ્રત્યક્ષદર્શન વિષે નાઉમેદી**

પણ મદ્રાસ અને મુંબાઈની આપણને જરા અદેખાઈ તો આવ્યા વિના નથી રહેતી. સુરતની જનતાને એમના પ્રત્યક્ષ દર્શનનો લ્હાવો તો ન જ મળ્યો. દીર્ઘ કાળથી સુરતનું સાહિત્યમંડળ કોઈ મંગલ પ્રસંગ નિમિત્તે એમની પધરામણી થાય એ માટે ઉત્સુક રહ્યું હતું. આગળ એક બે વાર એ દિશામાં કરેલા એના પ્રયત્ન નિષ્ફળ ગયા હતા, તેથી તો ખાસ આ મંગલ પ્રસંગને એમના આતિથ્યનો અણમૂલો અવસર સમજીને એણે કવિશ્રીને પત્રદ્વારા અંતરના અભિલાષ વ્યક્ત કર્યા હતા. પણ શારીરિક અસ્વસ્થતાને કારણે મુંબાઈ સિવાય અન્ય શહેરોને એમના પ્રત્યક્ષ દર્શનનો લાભ મળી શકે એમ ન હતું એ વાત એમના તરફથી તેમ જ ભાઈ ચન્દ્રશંકર તરફથી જાણતાં અમે નિરાશ થયાં. દૂર રહ્યાં રહ્યાં કવિશ્રીના કનકોત્સવ નિમિત્તનાં અમારાં અભિનન્દન મુંબાઈની સમિતિદ્વારા એમને પાઠવીને અમારે સન્તોષ માનવાનો રહ્યો. આજે હિંદુ તિથિ પ્રમાણેના એમના જન્મદિવસે જ સુરતની જનતા તરફનો સ્નેહભર્યો સંદેશ એમને પાઠવીને અમે કૃતકૃત્ય થઈશું.

**જન્મભૂમિની લલિત લીલા**

કવિના જન્મની તિથિ સાથે સ્થળની નોંધ પણ કરવી જરૂરની ગણાશે. એમનો જન્મ દમણમાં થયો હતો. "દમણ-ગંગા નદી અને અરબી સમુદ્રના સંગમ આગળ નદીના બન્ને કિનારા પર પોર્ટુગીઝ સરકારના લગભગ સાડીત્રણસેં વર્ષ પર બાંધેલા બે મજબૂત કિલ્લા આવેલા છે. એ કિલ્લા પોતાની તથા પોર્ટુગીઝ સરકારની ચઢતી પડતીની વાતો જાણે સ્હામે આવેલા સમુદ્રની થતી ભરતીઓટથી નિરંતર મૂંગા મૂંગા સાંભળ્યા કરે છે!" આવી કલ્પના કરીને 'એક સુંદર સાંઝે દમણગંગામાં વિહાર' એ કાવ્યમાં કવિ કહે છેઃ–

"આશ અને વિશ્વાસ સમા બે બાજૂએ ઊભા બે કોટ,
મૌન ધરી સાગરથી સૂણે સમયતણી ભરતી ને ઓટ!
તડકો, ટાઢ અને વર્ષામાં ત્રણ સૈકા ઊભા વીરકાય,
સાગરમુખ હોમાતી વચ્ચે જીવન શું સરિતા વહીં જાય."

ઉત્તર કાંઠે દમણ શહેર ઝૂકી રહ્યું છે, ને આગળ વધતાં બે બાજૂએ ઝાડોથી લીલાલહેર થઈ રહી છે, અને

"પૂર્વે દૂર રહ્યા ડુંગર તે સ્થિર ઊભા એ શોભા જોય,
રમ્ય દમણગંગાની રચના સંતાતા જોતા એ મ્હોય!"

કવિ ઉમેરે છે કેઃ-

"એ સુંદરતા કહિં નહિ દીઠી, દીઠો નહિ એ રમ્ય પ્રભાવ,
દીઠી નહિ એ લલિત લીલા કહિં, જોયો નહિ કહિં એ દેખાવ!"

કુદરતની એ સુંદરતા, એ રમ્ય પ્રભાવ, એ લલિત લીલા, એ મનહર દેખાવો વડે કવિનો આત્મા પોષાયો અને કુદરતની કવિતાઓ રૂપે એ આત્મા અવિર્ભાવ પામ્યો.

**'બુચાજી આયા ને કવિતા લાયા'**

કવિશ્રીના જન્મ વખતે એમના પિતાની ઉમ્મર ૨૧ વર્ષની હતી. ખબરદાર કુટુમ્બમાં ૨૧ વર્ષને અંતરે પુત્રજન્મનો ઉત્સવ ઉજવવાનો પ્રસંગ આવ્યો તેથી કવિશ્રીના પિતામહને અનહદ આનન્દ થયો હશે એ આપણે સહેલાઈથી સમજી શકીએ છિયે. કવિશ્રીની ગૃહકુંડળી જોઈને કુળજોશીએ કવિપદનું ભવિષ્ય ભાખ્યું એ જાણ્યા પછી પિતામહનું જોડેલું જોડકણું આપણે વધારે રસથી સમજી શકીએ. ભાઈ મુનશી એ જોડકણું પ્રકટ નહીં કરે? વૃદ્ધ પિતામહે લલકાર્યું કે:—

'બુચાજી આયા ને કવિતા લાયા,'
'એવણે માંડ્યું પગલું, ને લોક ભરાયું સઘલું.'

તે વખતે, કવિશ્રીના કનકોત્સવની અને તે નિમિત્તે સ્થળે સ્થળે 'લોક ભરાયું સઘલું' આપણે જોઈએ છિયે તે વિષેની કલ્પના પણ બુચાજીના એ વૃદ્ધ દાદાજીને ભાગ્યે જ થઈ હશે!

**પિતામહની પ્રસાદી**

કવિશ્રી પાંચ વર્ષની ઉમ્મરે પહોંચ્યા એટલામાં તો એમના પિતાશ્રીનું અવસાન થયું. એમનાં માતુશ્રીએ તે વખતની ગુજરાતી સાત ચોપડી સુધીની પૂરી કેળવણી લીધી હતી તે તેમજ એમનાં પિતામહી ગીતો તથા ગરબીઓ ગાઈને તથા કથાકહાણીઓ સંભળાવીને કવિહૃદયને પોષતાં; પણ જોશીએ ઉચ્ચારેલી ભવિષ્યવાણીને ધ્યાનમાં રાખી કવિના અંતરમાં શુભ સંસ્કારો ભરવાની ગંભીર જવાબદારી તો વહાલસોયા અને કવિત-સંગીતના પ્રેમી

વૃદ્ધ પિતામહના શિર પર આવી પડી હતી. એમની પાસે તે વખતના ગ્રામ્ય જીવનમાં જેટલાં મળી શકયાં તેટલાં સારાં ગુજરાતી પુસ્તકો હતાં. આઠ વર્ષની વયના બાળકને પોતાની પાસે બેસાડી ઈરાની મહાકવિ ફિરદૂસીનું ગુજરાતી ભાષાન્તરમાં 'શાહનામા'નું મહાકાવ્ય તેમજ કવિ ગિરધર-કૃત ગુજરાતી 'રામાયણ' એ વંચાવતા. એવી રીતે કવિતાના કુદરતી બીજ ઉપર વૃદ્ધ પિતામહ તરફથી અમૃતનું સિંચન થતું રહ્યું. કવિશ્રી કહે છે કે "તે વખતે તો 'શાહનામા'ના તથા 'રામાયણ'ના ઘણાયે વીરરસભર્યા પ્રસંગો જાતે ભજવી બતાવવાના પ્રયોગ પણ મેં કર્યા હતા. કંઈ કંઈ સાદા પદ્યાભાસમય ટુચકાઓ તે વેળાથી મારે મુખે નીકળતા હતા. મારા પિતામહને તો મને ઉંચી કેળવણી લેવા વિલાયત મોકલવાના કોડ હતા, પણ એ તો હુ ચૌદમે વર્ષે મેટ્રિકમાં જાઉં તે પહેલાં જ સ્વર્ગવાસ પામ્યા, અને પ્રતિકૂળ સંજોગો ઊભા થતાં વિલાયત તો શું, પણ મુંબાઈમાં પણ મારી કેળવણી આગળ વધારવાનાં દ્વાર બંધ થયાં."

**અભ્યાસ છોડી જાગીરી સંભાળી**

એ મુંબાઈની કેળવણી દશમે વર્ષે એમને અંગ્રેજીનું શિક્ષણ આપવા માટે ભરડા હાઈસ્કૂલમાં મૂકયા ત્યારથી શરૂ થઈ. એ કેળવણીમાં જે પ્રતિકૂળ સંજોગો એમને નડ્યા તેમાં મુખ્ય મુંબાઈમાં ચાલતો મરકીનો ઉપદ્રવ હતો. એ કારણને લીધે છઠ્ઠા ધોરણ સુધીનો જ અભ્યાસ પૂરો થયા બાદ એમને મુંબાઈ છોડવું પડ્યું, અને છેવટે નિશાળના અભ્યાસનો વિચાર માંડી વાળીને પોતાના વતન દમણ

ખાતેની જાગીરી ઊપર–ખેતીવાડી ઉપર એમણે ધ્યાન આપવા માંડયું. સાથે સાથે પુસ્તકવાચનનો અભ્યાસ પણ એમણે વધાર્યો અને કાવ્યો પણ રચવા માંડ્યાં. "મુખ્ય કરીને એઓ પોતાના ગામમાં કૂવા ઉપર મૂકેલ રેંટ નજીક બેસી કાવ્ય રચતા હતા. જાણે રેંટનું ગાણું તેમને ચેતન આપતું હતું "

**પોસ્ટવાળા મટી ખબરદાર**

એમના પિતામહ વિષે એક હકીગત જાણવા જેવી છે. એમની મૂળ અટક 'પોસ્ટવાળા' હતી, પણ એમની બાહોશીને લીધે મિત્રો તરફથી એમને 'ખબરદાર'ની અટક પ્રાપ્ત થઈ હતી. કવિશ્રી દમણની ગુજરાતી નિશાળમાં ભણતા ત્યાં તો એમની અટક 'પોસ્ટવાળા' જ લખાતી, પણ મુંબાઈ આવ્યા ત્યારે એમના મામાએ નિશાળમાં નામ દાખલ કરાવતી વખતે 'અરદેશર ફરામજી ખબરદાર' એ નામ લખાવ્યું, અને ત્યારથી એમની એ અટક ચાલુ રહી છે.

**કાવ્યપ્રદેશના માર્ગપ્રદર્શકો**

એ મામાનું નામ શ્રી. રૂસ્તમજી બરજોરજી પેમાસ્તર. મુંબાઈમાં તેઓને ત્યાં કવિશ્રી રહેતા હતા તે અરસામાંજ દસ વર્ષની ઉમ્મરે તેઓની એક અંગ્રેજી કવિતા એમના વાંચવામાં આવી. (શ્રી. પેમાસ્તર અંગ્રેજી કાવ્ય રચવાનો શોખ એ વખતથી જ ધરાવતા હતા.) આ અંગ્રેજી કવિતા વાંચીને આપણા કવિશ્રીને પણ કવિતા રચવાનું મન થયું, અને આવી રીતે છેક નાની ઉમ્મરે એમણે કવિતા લખવાના પ્રયત્ન આદર્યા. એ જ સમયે ગુજરાતીની

સાથે અંગ્રેજીમાં પણ કવિતા લખવાના પ્રયત્નો એમણે કર્યા હતા. એ કવિતાઓ જોઈને સુધારવાનું, યોગ્ય સૂચનાઓ આપવાનું, અને પ્રોત્સાહન આપવાનું કામ કવિના મામાશ્રીએ જ કર્યું હતું, અને સ્વ. શ્રી. જાલભાઈ દોરાબજી ભરડા, જે કવિશ્રીના હેડમાસ્તર હતા અને જેમનું દમણ જવુંઆવવું થતું, તે પણ કવિશ્રીની કવિતાપ્રવૃત્તિ તરફ સન્તોષ અને હર્ષ બતાવતા તેમજ માર્ગસૂચન પણ કરતા.

'બુચો કવિ' અને બીજી ઉપાધિઓ

વિદ્યાર્થી અવસ્થામાંથી જ એ કવિતા રચતા તેથી એમની નિશાળના મિત્રો એમને 'આલુ કવિ' કહીને બોલાવતા. 'માસિક મજાહ' નામનું ચોપાનિયું સ્વ. દાદી એદલજી તારાપોરવાળા અને સોહરાબ પાલમકોટ બન્ને એકત્ર મળીને કાઢતા હતા. તેમાં "૧૦૦ દૃષ્ટાન્તિક દોહરા" લખવા માટે ઈનામી હરીફાઈ જાહેર કરવામાં આવી હતી. આ જાહેરખબર કવિશ્રીના વાંચવામાં આવી, એટલે બે ત્રણ દિવસમાં દોહરા લખી નાંખ્યા, અને તે સૌથી ઉત્તમ હોવાથી ઈનામને યોગ્ય ઠર્યા. 'માસિક મજાહ'ના બીજા જ અંકમાં "૧૫ વર્ષનો પારસી બુચો કવિ" એવા મથાળા નીચે શ્રી. તારાપોરવાળાનો લેખ છપાયો તેમાં એ 'દૃષ્ટાન્તિક દોહરા' પત્રની ઑફિસમાં જાહેર પ્રજાને જોવા માટે લગભગ બે મહિના સુધી ખુલ્લા મૂકાયલા જાહેર કરવામાં આવ્યા અને "કવિતાના શોકીનોએ એ ઉધરતા, માત્ર સોળ વર્ષના એક પારસી 'કવિ–બુચા'નાં કાવ્ય પ્રત્યક્ષ જોવાની તક ચૂકવી નહીં" એવી વિનંતિ કરવામાં આવી. વિશેષમાં

જણાવ્યું કે "અમારી સાથના સહુ નામીચા કવિઓ તથા બીજા લેખકોના દોહરાને કોરે બેસાડે એવા આ નવા ઉધરતા પારસી 'કવિ–બુચા'ના દોહરાઓ છે," અને ભવિષ્યવાણી ભાખવામાં આવી કે આ ઉધરતો યુવાન પારસી કવિ પોતાના કાગળમાં જણાવે છે તેમ આ જો એનો પહેલો જ પ્રયાસ હોય તો "અમે હિંમતથી કહીશું કે એ જવાન આગળ જતાં 'કવિ'ની ઉપમા પામ્યા વિના રહેશે નહીં." આજે એક કવિ એમની 'કલિકા' ઉપર ફીદા થઇને લખે છે કેઃ–

"ભાવભીની 'દાર' તણી 'ખબર' તેં રાખી પૂરી,
ધન્યવાદ આપું કરો? વાણીનો વિસ્તાર છે."

અને બીજા ભાઈ એમને–અરદેશર ખબરદારને–'**અર્ધેશ દક્ષ**' (અર્ધેશ–અડધા ઈશ–અરદેશર, અને દક્ષ–ખબરદાર) એ નામની નવાજેશ કરે છે!

"કાવ્યરસિકા" અને દલપતશૈલી

'માસિક મજાહ' દ્વારા 'બુચા કવિ' તરીકે પ્રસિદ્ધિ પામ્યા પછી કુદરતી રીતે એમની કાવ્યપ્રવૃત્તિને વિશેષ વેગ મળ્યો, અને જૂદાં જૂદાં સામયિક પત્રોમાં એમની કવિતાઓ છપાવા માંડી. ૧૯૦૧માં (એમની ૧૯ વર્ષની ઉમ્મરે) 'કાવ્યરસિકા' એ નામથી એમની કવિતાનો પ્રથમ સંગ્રહ બહાર પડ્યો. એમાંની કવિતાઓ દલપતશૈલીની હતી. કયો કવિ સારો કહેવાય તે વિષેનું ધોરણ દાખવતાં એ કહે છેઃ–

"ઈશ્વરની લીલા વરણવી બહુ લીન થઈ,
તેની ગતિ દાખી ઓળખાવે કેવો હર છે;
કુધારો તજાવીને સુધારો તો વધારે સદા,
સ્વદેશનાં હિત વિષે નિત્ય તત્પર છે;
નીતિપંથ પ્રીતિ થકી દોરવી અનીતિ કાપે,
સુધર્મનો મર્મ આપે, સબળી અસર છે;
અવનિમાં એ કવિની સુવાસના સદા રહે,
એ કવિનું નામ જગે અચળ અમર છે!"

'વિલાસિકા' અને નરસિંહરાવ

આ પછી કવિશ્રીનો અંગ્રેજી કવિતાઓનો અભ્યાસ વધતો ગયો અને પોતાના સમકાલીન ગુજરાતી કવિઓની કાવ્યરચનાઓએ એમના પર અસર કરી તેને પરિણામે વર્ડ્ઝવર્થ વગેરે અંગ્રેજી કવિઓની ઢબનાં કુદરતનાં કાવ્યો એમણે રચવા માંડ્યાં. ૧૯૦૫માં (એટલે 'કાવ્યરસિકા' પછી ચારેક વર્ષ રહીને) 'વિલાસિકા' નામનો કાવ્યસંગ્રહ એમણે બહાર પાડ્યો તેમાંનાં કાવ્યો ઘણાંખરાં કુદરત વિષેનાં છે. એ કાવ્યસંગ્રહની વિસ્તૃત સમાલોચના સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથે 'વસન્ત'માં કરેલી. કહે છે કે એ કડક સમાલોચનાથી કવિશ્રીના હૃદયને આઘાત થયો હતો. એ 'સમાલોચના'માં કવિશ્રીની કાવ્યરચનાઓના દોષોનું પણ ઘણું ઝીણવટભર્યું અવલોકન થયેલું એ વાત ખરી, પણ સાથે સાથે એની સચોટ ગુણપરીક્ષા પણ એ સમર્થ વિવેચકને હાથે થયાથી કવિના એ પુસ્તક તરફ મારા જેવા અનેક વાચકો આકર્ષાયા હતા એ વાત ગુજરાતી સાહિત્યના અને વિવેચનપ્રવૃત્તિના નિષ્પક્ષપાત ઇતિહાસમાં તો ચોક્કસ નોંધાવી જોઈએ.

### ‘પ્રકાશ’માં પગલાં

‘વિલાસિકા’ પછી ‘પ્રકાશિકા’ ૧૯૦૮માં, એટલે ત્રણ વર્ષના ગાળા પછી પ્રકટ થઈ, અને હવે તો એક સંસ્કારી કવિ તરીકે કવિશ્રીની પ્રતિષ્ઠા ગુજરાતમાં સ્થાપિત થઈ ચૂકી હતી. આબાલવૃદ્ધ સર્વ કોઈને જાણીતું ‘ગુણવન્તી ગુજરાત’ અને ‘શૂરા બાવીસ હજાર’નાં પરાક્રમ વર્ણવતું ‘હલદીઘાટનું યુદ્ધ’ એ બન્ને ઉત્તમ કાવ્યો ‘પ્રકાશિકા’માંજ પહેલાં સંગ્રહાયલાં આપણે જોઈએ છિયે. એ સંગ્રહને કવિએ જે નામ આપ્યું તે સમ્બન્ધમાં કવિશ્રી પોતાની પ્રસ્તાવનામાં કહે છેઃ–

“પરમાત્મા સ્નેહસ્વરૂપ છે તો એ સ્નેહના અતુલ રસનાં થોડાંક બિંદુઓના ગ્રાહક થયેલા બાલકે પ્રથમ ‘રસિકા’ના ભુવનમાં પ્રવેશ કર્યા પછી તેની વિલાસવાટિકા ‘વિલાસિકા’માં સંચાર કીધો હતો. હવે તે સ્નેહજ્યોતિનો કંઈક **પ્રકાશ** મેળવવા ભાગ્યશાળી થયો છે.”

### સાયકલમોટરના વેપારમાં

દુષ્કાળનાં બે વર્ષને લીધે ખેતીવાડીની તથા જાગીરીની આવક અત્યન્ત ઘટી જતાં ૧૯૦૯માં કવિશ્રી પોતાનાં પત્ની તથા ત્રણ છોકરાંઓ સાથે મદ્રાસ જઈને વસ્યા. ત્યાં પ્રથમ એમણે સાઈકલ વગેરેના સામાનની દુકાન કાઢી. તે વખતે એમના સાળા સાઈકલની દુકાન ચલાવતા હતા તે પછી સહરાનપુર ગયા એટલે કવિશ્રીએ બીજા બે ભાગીદારો સાથે મળીને સાઈકલ મોટર વગેરેનો મોટો વેપાર શરૂ

કર્યો, અને બૅંગલોર તથા સિકંદરાબાદમાં શાખાઓ પણ ખોલી. ૧૬–૧૭ વર્ષ ભાગીદારો જોડે કામ કર્યું તે દરમ્યાન તેમણે મોટરોની એજન્સી લીધી અને વેપાર ઘણા મોટા પાયા ઉપર ચલાવવા માંડ્યો. ૧૯૩૦માં એમના ભાગીદારો છૂટા પડ્યા અને પછી કવિશ્રીએ પોતેજ બધો ધંધો પોતાના પુત્રોની સહાયતાથી ચલાવવા માંડ્યો. પણ એ ધંધો એમને લાભકારક ન નીવડ્યો અને એઓ એમાંથી મુક્ત થયા.

### પરિવાર

એમનું લગ્ન ૧૯ વર્ષની ઉમ્મરે થયેલું. એમની પ્રથમ પુત્રી સવા વર્ષની થઈ અવસાન પામી. ૧૯૨૯માં એમની મોટી પુત્રી કુમારી બહેન તેમીના ૨૭ વર્ષની વયે મુંબાઈમાં દેવશરણ થઈ. હાલમાં કવિશ્રીને બે પુત્રો અને બે પુત્રીઓ છે.

### ‘ભારતનો ટંકાર’

મદ્રાસમાં ગયા પછી એમણે ‘ભારતનો ટંકાર’ કર્યો (ઇ. સ. ૧૯૧૯). પારતંત્ર્યની બેડીથી જકડાયલા ભારતના આત્માની તીવ્ર વ્યથા અને એ પારતંત્ર્યમાંથી છૂટવાનો ભારતપુત્રોનો અડગ નિશ્ચય એ કાવ્યસંગ્રહમાં કવિએ વીરરસની ઉછળતી વાણી વડે આલેખ્યો છે. સત્ય અને અહિંસાને માર્ગે રહી સ્વાતંત્ર્યની લડત લડવા તથા કાર્યની સિદ્ધિને અર્થે મોંઘાં બલિદાન દેવા એણે ભારતનાં સન્તાનોને ઉદ્બોધ્યાં છે.

### ‘સંદેશિકા’નાં ગુજરાતગીતો ને શૌર્યકાવ્યો

એમનો પાંચમો કાવ્યસંગ્રહ ‘સંદેશિકા’ ૧૯૨૫માં પ્રકટ થયો. ‘અમારી ગુજરાત,’ ‘ઓ ગુજરાત! ઓ ગુજરાત!’, ‘ગુજરાતનો યજ્ઞકુંડ’ એવાં ગુજરાતગીતો આ સંગ્રહમાં આપણે જોઈએ છિયે. ‘પુરોહિતની રાજભક્તિ’, ‘વીર બાળક બાદલ,’ ‘દેવીનું ખપ્પર’ એ સ્વાર્પણનાં, વીરતાનાં, રૌદ્ર રસનાં અનુપમ કાવ્યો એ સંગ્રહ જ આપણને પૂરાં પાડે છે.

### સ્વાર્પણનું એ વિરલ ચિત્ર

મેવાડના બે રાજપુત્રો પરસ્પર લડી રહ્યા છે તેની દારુણતા, ભયંકરતા અને અપૂર્વતા વર્ણવીને કવિ કહે છે:—

“આજે મેવાડના શા ઉભય વીર લડે, અંધ ક્રોધે ઝઝૂમ્યા!”

મેવાડનો કુલપુરોહિત વિમાસે છે કે આ યુદ્ધને પરિણામે એક અથવા ઉભયનો વિનાશ જ થશે, અને તેમ થાય તો પછી

“અરરર! આ ભૂમિનું પછી શું થશે?”

આ વીરોને લડતાં એ અટકાવી શકતો નથી ત્યારે પોતાનું બલિદાન આપવાનો એ નિશ્ચય કરે છે અને પોતાના હૃદયમાં કટારી ખોસે છે:—

“ભોંકીને તે કટારી ઝટ નિજ ઉરમાં ત્યાં પડી રક્ત ડૂબે!”

ભાઈઓ ભાઈની લડત એકદમ બંધ પડી. બન્ને ભાઈઓ પુરોહિતની સારવાર કરવા દોડી આવ્યા. પણ પુરોહિતનો દેહ તો પ્રાણશૂન્ય પડ્યો હતો ત્યાં સારવાર

કોની કરવાની હતી? કવિહૃદયના ઉંડાણુમાંથી ઉદ્ગાર નીકળે છે:—

"કેવો ઊંડો, અડગ વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!"

આ કરુણ રસથી ટપકતા કાવ્યમાં કવિએ દેશપ્રેમનો જે આદર્શ દાખવ્યો છે અને સ્વાર્પણનું જે ચિત્ર રજુ કર્યું છે તેની પાછળ રહેલો ઊંડો ઉપદેશ આપણે ભૂલી જવો ન જોઈએ. ભાઇ ભાઇની લડાઇ, કોમ કોમનો વિરોધ એ મહાન્ અનર્થ છે. એ અનર્થ જો આપણે ન મીટાવી શકીએ તો—

"અરર! આ ભૂમિનું પછી શું થશે?"

એ અનર્થને અટકાવવાને માટે મોંઘામાં મોંઘાં–આત્માનાં બલિદાન આપવા તત્પર થનારા કુલપુરોહિતો આ ઉદ્બોધન પામેલા દેશમાંથી હવે તો સાંપડશે જ એવી શ્રદ્ધા આપણે રાખી શકીએ. આ કાવ્યમાં જે સામર્થ્ય છે તે તાદૃશ ચીતાર ખડો કરનારી સચેત કલ્પનાથી પ્રેરાયલી વાણી અને વિચારનું છે, તેની જ સાથે કાવ્યના વિષયને અનુકૂળ એવી સંસ્કૃત વૃત્તોની પસંદગી એ પણ આ કાવ્યની ધારેલી અસર ઉપજાવવામાં અદ્ભુત ઉપયોગની થઈ પડે છે એ વાત ધ્યાન બહાર ન જવી જોઈએ.

### "કલિકા" વગેરે: પ્રેમપાત્રમાં પ્રભુતાનાં દર્શન

આ 'સંદેશિકા' પછી 'કલિકા' (ઇ. સ. ૧૯૨૬) અને 'ભજનિકા' (ઇ. સ. ૧૯૨૮) અને 'રાસચંદ્રિકા' (ઇ. સ. ૧૯૨૯) અને 'દર્શનિકા' (ઇ. સ. ૧૯૩૧),

એવી ચાર 'ઇકા'ઓ આપણને પ્રાપ્ત થઈ. 'કલિકા'નું પુસ્તક જર્મનીમાં ગુજરાતી ભાષાના અભ્યાસ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયેલું છે. એ કાવ્ય ૩૦૦૦ લીટીનું છે. એને "Love's Encyclopoedia" (પ્રેમનો સર્વકોષ) કહેવામાં આવ્યું છે. એ કાવ્યમાં કવિએ પોતાના પ્રેમ-પાત્રમાં જ પ્રભુતાને પેખી છે. એ કવિતામાંથી જો થોડી લીટીઓનો પણ રસાસ્વાદ આપણે ન કરીએ તો આપણી એ ઉપેક્ષાવૃત્તિ અક્ષમ્ય ગણાય. એવી ભયંકર ભૂલમાંથી બચવાનો હું અત્રે પ્રયત્ન કરું તો તેમાં આપ સહાનુભૂતિ આપશો. સુંદરીના વાળમાંથી પડી ગયેલું મોગરાનું ફુલ કવિને છેક પ્રભુ સુધી લઇ જાય છે એમ નીચેની પંક્તિઓમાં કવિ કહે છે:—

"ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી
ક્ષિતિજના આંગણામાં ચંદ્ર પડ્યો હોય,
પ્રિયા કેરી વેણીમાંથી ખરીને પડેલું એવું
મોગરાનું ફૂલ દેખી મન મારૂં મોહ્યું;
મોગરાનું ફૂલ એવું સુંઘતાં હું સ્વપ્ને સરૂં–
ફૂલમાંથી કેશ, અને કેશમાંથી શીશ,
શીશમાંથી મન, અને મનમાંથી આત્મા–એમ
જડે પાછાં જગત ને જગતનો ઈશ."

પ્રિયાના ગાલ ઉપરના તલ વિષે કવિ કહે છે:–

"પ્રિયા કેરા ડાબા ગાલે પડ્યો કાળો તલ દેખી
ઈરાની કવિએ કીધો શ્હેરોનો નિસાર,
પણ મારી પ્રિયા કેરા ગાલે પડ્યો તલ એવો,
તે તો એના સૌંદર્યનો ઊંડો ચમત્કાર;

ઉષાના આકાશમાંથી તારો કોક સરી પડી
આવ્યો જાણે પ્રિયાગાલે લાલી જોવા કાજ,
પ્રિયા તણી આંખનાં ત્યાં તેજના અંબાર જોતાં
ઝાંખો ઝાંખો થતો પડી કાળો ઠર્યો ત્યાં જ !"

પ્રિયાની વાણી અને મૌન વિષે એ કહે છે :—

"વાણીની મધુરતા છે પ્રિયાની અત્યંત ઊંડી,
મૌનની મધુરતા છે એથીયે વિશેષ;
શબ્દ એના બાંધી લે છે હૃદયની વાટિકા, તો
મૌન એનું વીંટે આખો આત્માનો પ્રદેશ;

વાણી જો સ્મરાવે એનાં આકાશી સ્વજન મોટાં,
મૌનમાંથી આવે પ્રભુહરનાં ઊંડાણ;
પ્રિયા કેરી વાણી સુણી મુખ મારૂં મૌન ધારે,
અને એના મૌને મારી બોલી પડે વાણ !"

સમર્થ લૂંટારો-કવિ

કહે છે કે આ કાવ્યમાં તેમજ કોઈ કોઈ અન્ય સ્થળે કવિએ બીજી ભાષાના સાહિત્યગ્રન્થોમાંથી વિચારો લીધા છે. ગમે તેમ હોય, એ સમર્થ લૂંટારાએ પ્રભુના વિશ્વમાં છવાયલું જે સૌન્દર્ય છે તેના ઉપર સીધી લૂંટ ચલાવી હોય કે વિશ્વના સાહિત્યગ્રન્થોમાં સંગ્રહાયલું જે સૌન્દર્ય છે તેના ઉપર લૂંટ ચલાવી હોય, પણ એ લૂંટેલા સૌન્દર્યને પોતાનું કરીને જો રમણીય અને આકર્ષક સ્વરૂપમાં એણે તે આપણી આગળ મૂક્યું હોય તો આપણે તો તેનો સહર્ષ સ્વીકાર કરવો જ ઘટે.

કવિશ્રીના બીજા કાવ્યસંગ્રહો વિષે અન્ય વક્તાઓ બોલવાના છે. 'ભજનિકા', જેમાં કવિહૃદયના ભક્તિના

ઉદ્‌ગારો ઠલવાયલા છે, તેમાંનાં કેટલાંક કાવ્યોને તો આજના કાર્યક્રમમાં સ્વતંત્ર સ્થાન જ મળી ચૂક્યું છે, એટલે તે વિષે હું કંઈ પણ નહીં કહું.

**'મોટાલાલ'ની મસ્તી**

'પ્રભાતનો તપસ્વી' (ઇ. સ. ૧૯૨૦) એ એમનું પ્રતિકાવ્ય સુવિખ્યાત છે. 'મોટાલાલ'ની સહીથી એ પ્રથમ પ્રકટ થયેલું. 'ન્હાનાલાલ'ની શૈલીનું સચોટ અનુકરણ એમાં કરવામાં આવ્યું હતું. કોઇ પણ પ્રકારના રાગદ્વેષથી અલગ રહીને 'અપદ્યાગદ્ય' શૈલી વિષે એમણે સમર્થ ચર્ચા એ કાવ્યમાં કરેલી છે. એ કાવ્ય પ્રથમ 'સાહિત્ય'માં છપાયલું. એ કાવ્ય લખનાર 'મોટાલાલ' કોણ છે તેને માટે લોકોને ભારે કુતૂહલ થયેલું. કંઇ કંઇ નામો એ 'મોટાલાલ'ના વ્યક્તિત્વ વિષે સૂચવાયલાં. વકીલ બારિસ્ટરો, જે એવી સાહિત્યની ચર્ચામાં ઝાઝો રસ લે નહીં તે પણ 'મોટાલાલ' વિષે ચર્ચા કરવા લાગ્યા. 'સાહિત્ય'નો એ અંક ખાસ મંગાવીને કેટલાકોએ એ પ્રતિકાવ્ય વાંચ્યું. અન્તે જ્યારે ખબર પડી કે એ 'મોટાલાલ' બીજા કોઈ નહીં પણ કવિશ્રી ખબરદાર જ છે ત્યારે સર્વને 'હા હા એ જ! બીજું કોણ આવું લખી શકે?' એમ થયું. હવે યુવાન વર્ગમાંથી એ 'અપદ્યાગદ્ય' શૈલી લગભગ જતી રહી છે, અને તે કવિશ્રીનાં 'પ્રભાતનો તપસ્વી' તથા 'કુક્કુટદીક્ષા' એ પ્રતિકાવ્યો વડે થયેલી ચર્ચાને પરિણામે જ એમ કોઈ પણ કહે તો તે ભાગ્યે જ ખોટું કહેવાય.

## અન્તિમ પ્રાર્થના

અંગ્રેજી કાવ્યની સફળ રચનાઓ રચનાર તરીકે પણ એઓ સુપ્રસિદ્ધ છે. અનેક પ્રકારની શારીરિક વેદનાઓ ભોગવતા હોવા છતાં ઉત્તમોઉત્તમ કાવ્યગ્રન્થો વડે એઓ આપણી રસસમૃદ્ધિમાં વધારો કરી રહ્યા છે. પ્રભુ એમને શારીરિક સ્વસ્થતા અર્પો અને દેશને નવી પ્રેરણાઓ પ્રાપ્ત કરાવવાને માટે એમનાં કાવ્યઝરણાંઓ એમની જન્મકુંડળી પરથી નિર્ણીત થયેલા એમના ૮૧ વર્ષના આયુષ્ય સુધી તો સતત વહેતાં જ રહો, અને ત્યાર પછી પણ અખિલ ગુજરાતની શુભ આશિષોને પ્રતાપે એઓ અનેક વર્ષ સુધી શાન્ત અને સ્વસ્થતાભર્યું જીવન ભોગવો અને કાવ્યામૃતના રસનું આસ્વાદન યથાશકિત કરાવતા રહો એ જ પ્રાર્થના.

(સુરત સાહિત્યમંડળ તરફથી ઉજવાયલા કનકમહોત્સવ સમારંભમાં, તા. ૨૬-૧૧-૧૯૩૧)

'સ્વાભિમાનના સર્વ વિચારોને તિલાંજલિ આપી એને પ્રોફેસર થવું પડ્યું' એ વાક્ય આજથી ૮-૯ વર્ષ ઉપર ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી પ્રકટ થયેલા 'રંગતરંગ'માં મેં વાંચ્યું હતું તેનું સ્મરણ આજે એજ પ્રકટકર્તા કે પ્રગટકર્તા તરફથી બહાર પડેલા 'રંગતરંગ'ના બીજા ત્રણ ભાગ જોઈને 'શારદા' માસિકના પ્રોફેસર-અંક માટે એ ચારે ભાગના રચનાર વિષે ટૂંકો લેખ લખતાં, મને થાય છે. મારે પોતાને પ્રોફેસર થવું પડ્યું હતું કે હું ખુશીથી થયો હતો, અને તે સ્વાભિમાનના સર્વ વિચારોને તિલાંજલિ આપીને કે આપ્યા વગર એ વિષે મારા મનમાં શંકાઓ ઉદ્‌ભવે એ સ્વાભાવિક છે, પરન્તુ એ તદ્દન અંગત બાબતો હોવાથી તે વિષે કંઈ પણ ઉલ્લેખ કરવાનું આ સ્થળ નથી; પણ એ તો જાણીતી બીના છે કે સુરત મહાશાળાની ભવ્ય ઈમારતને વિશાળ દાદરેથી મારી 'પ્રોફેસરી' સરકી,

ત્યાર પછી માટુંગાની ખાલસા કૉલેજે જો કે એને ઝાલી લીધી છે, તો પણ 'સરકવા માંડ્યા પછી શું કોઈ પણ ઝાલ્યાં રહ્યાં?' એ પંક્તિ અનુસાર ત્યાં પણ એ સ્થિર પદે રહી શકે એમ નથી, અને હાથમાં આવેલો દાંડો છટકી જતાં જોતજોતામાં એ પાછી ગબડીને 'બીનપ્રોફેસરી'ની શૂન્યતાના અંધારકૂપને તળિયે જઈ બેસશે. એ પ્રમાણે વિવેકભ્રષ્ટા ભગવતી ભાગીરથીના જેવો એનો 'શતમુખ' કે 'સહસ્રમુખ' કે 'એકમુખ' પણ વિનિપાત જ નિર્માયો છે. એવી દયામણી સ્થિતિમાં પણ એ પ્રોફેસરીનું 'શારદા' ના અધિપતિ શ્રીયુત રાયચુરાએ ખાસ અંકને પ્રસંગે આટલું ગૌરવ કર્યું છે તે બદલ એ પ્રોફેસરી તો અત્યારની ભયંકર આફતમાં એમનો આભાર માની શકે એમ નથી તેથી એ પ્રોફેસરીના એકના એક માલીક તરીકે હું એમનો આભાર માનું છું તેનાથી એઓ નિભાવી લેશે એવી મને ઉમેદ છે.

પુસ્તકના નામકરણની બાબતમાં જે મુસીબત પડેલી તેનો તાદૃશ ચિતાર ભાઈ જ્યોતીન્દ્રએ પહેલા વિભાગની પ્રસ્તાવનામાં આપ્યો છે. લેખક તથા પ્રકાશક બન્નેના લાંબા અને ઊંડા મનન પછી, પુષ્કળ ઊહાપોહ થયા બાદ, બન્નેના મિત્રવર્ગની સલાહ લેવાયા અને વિચારાયા બાદ, 'બે અનુસ્વારવાળાં નામનાં પુસ્તકો ગુજરાતીમાં ઘણાં ઓછાં છે' એ ગંભીર સ્થિતિ ઉપર પૂરતું લક્ષ અપાયા બાદ જે નામ રાખવામાં આવ્યું છે તે મનોહર તો છે જ, પણ ભાઈ જ્યોતીન્દ્રએ દર્શાવ્યું છે તે પ્રમાણે એમાં બે અનુસ્વાર ઉપરાંત બે રકાર ને બે ગકાર પણ છે. એમનું પોતાનું

નામ, કે જેમાં એમાંના એક રકાર સિવાય બીજું એમાંનું કંઇ જ આવતું નથી, તે પણ આ દૃષ્ટિથી જોતાં ઘણી ઓછી ખુબીવાળું લાગ્યા વગર રહેતું નથી. આ કારણથી આ લેખના શીર્ષક તરીકે ભાઈ જ્યોતીન્દ્રનું નામ ન મૂકતાં 'રંગતરંગના સ્રષ્ટા' એમ લખવું મેં વધારે પસંદ કર્યું છે.

એ પુસ્તકના ચારે વિભાગના મળી લગભગ ૭૫૦ પાનાં થાય છે તેમાં લગભગ ૭૫ વિષયો એમના વિલક્ષણ દૃષ્ટિબિન્દુથી એમની સુલક્ષણ શૈલીમાં ચર્ચાયા છે. એમાંનાં જે જે લખાણો સામયિક પત્રો દ્વારા જનતાને મળી ચૂક્યાં છે તે એક વખત તો જરૂર, અને કદાચ એક કરતાં ઘણી વધારે વખત પણ, વંચાયાં છે. જે અત્યાર સુધીમાં નહીં મળ્યાં હોય તે આ પુસ્તકો મેળવીને વાંચી જવાની પહેલી તક ઘણાખરા વાચકો લેશે એવો પૂરો સંભવ છે. છેલ્લાં ત્રણ પુસ્તકોમાં વાચકને પૂઠાં ઉપરથી એમની મુખમુદ્રાના દર્શનનો લાભ પણ મળી શકશે. પ્રથમ પુસ્તકમાં એક સ્થળે એમણે કહ્યું છે:

"મારૂં શરીર ગમે તેવું હશે;-નાનું, નિર્બલ કે નિસ્તેજ. પરંતુ એ મને ઘણું પ્રિય છે. મને એને માટે જેટલી મમતા છે તેટલી બીજા કશા માટે નથી, ને હું ધારૂં છું ત્યાં સુધી થશે પણ નહીં. આ વિનશ્વર જગત્‌માં મૃત્યુ સુધીનું એ જ મારૂં સાથી છે એની મને દૃઢ ખાતરી છે. ગમે તેવા દુઃખને વખતે પણ એણે મારો ત્યાગ નથી કર્યો. મારા સુખદુઃખમાં એ હંમેશ સમભાગી રહ્યું છે. મને એ નાનપણથી જ ફાવી ગયું છે. હુ એના વગર

હજુ સુધી રહ્યો નથી, ને એ નહીં હોય ત્યારે હું પણ નહીં જ હોઉં. આત્મૈક્ય અમે સાધ્યું છે. એની ને મારી વચ્ચે એક જ આત્મા છે. એને માટે કોઈ કટુવચન કહે તે મારાથી સાંખી શકાતું નથી. એનો કોઈ તુચ્છકાર કરે તે હું ખમી શકતો નથી."

પૂઠાં ઉપરની પ્રસન્ન મુખમુદ્રાનાં દર્શન થયા પછી એમને એવાં કટુવચન કહેવાનો કે તુચ્છકારવાનો કોઈ વિચાર સરખો નહીં કરે એવો મને ભરોસો છે.

સાથે સાથે એ પાછલાં ત્રણ પુસ્તકનાં પૂઠાંની પટ્ટીઓમાં એમની જીવનકથા પણ સંક્ષેપમાં આપવામાં આવી છે, તેમાં એ હકીકત પણ આપવામાં આવી છે કે 'તેમણે સને ૧૯૩૩ થી ૧૯૩૭ સુધી સુરત કૉલેજમાં ગુજરાતી તથા સંસ્કૃતના અધ્યાપક તરીકે કામ કર્યું.' બીજી હકીકતોનું મૂલ્ય હું કોઈ પણ રીતે ઉતારી પાડવા માંગતો નથી, તોપણ 'રંગતરંગના સ્રષ્ટા' પ્રોફેસર પણ હતા એ એક હકીકત આ પ્રોફેસર-અંકનું, અને ખાસ કરીને આ વિષય પર લેખ લખનારા પ્રોફેસરનું ગૌરવ વધારનારી હોવાથી તે સમ્બન્ધી ખાસ ઉલ્લેખ કરવો મને જરૂરનો લાગ્યો છે.

પરન્તુ પૂઠાંની પટ્ટીઓમાં જે હકીકતો આપણને મળી શકે છે તેના કરતાં એમના વિષે ઘણી વધારે રસભરી હકીકતો તો એ પુસ્તકોમાંથી જ સ્થળે સ્થળે આપણને મળી આવે છે. 'માંદગી,' 'શિખામણ,' 'હિસાબ,' 'કાદવ,' 'આળસ,' 'પુરસ્કાર,' 'પરપીડનપ્રિયતા,'

'બિચારો પુરુષ!', 'છત્રી,' 'પત્રલેખન,' 'યુયુત્સા,' 'મફત' એવા એવા વિષયો પરનાં રસિક લખાણો મારા જેવા અગંભીર મનુષ્યને તો હસાવે જ, પણ હસ્યા બદલ પાછળથી પસ્તાવો કરે એવા ગંભીર મનુષ્યોને પણ મુક્તકંઠે હસાવે એવાં છે, તોપણ તેમાંનો સૌથી વધારે રસિક ભાગ તો લેખક પોતાનો અનુભવ જ્યાં રજુ કરે છે તે જ હોય છે. લેખકનું એકવડું શરીર, એમનો અલ્પ આહાર, એમની માંદગી, એમનું આળસ (ખાસ કરીને પત્રલેખનમાં), એમની મહત્ત્વાકાંક્ષાઓ એવી એવી અનેક ઉપયોગી હકીકતો રસઝરતા સ્વરૂપમાં એમની લેખનીમાંથી ટપકી છે. એ હકીકતો બધી સાચી નથી એવો વહેમ કોઈ કોઈ વખતે મને આવેલો ખરો. લેખક નાનપણમાં બહુ તોફાની હતા, મોટપણમાં પણ ચીઢ ચઢે એવા પ્રસંગો એમના જીવનમાં બન્યાં જ કરે છે, અને તે ચીઢને પરિણામે એમની હિંસકવૃત્તિ પ્રબળ બની જાય છે એવી વાતો કોઈ બીજાએ મને કહી હોત તો હું તેને તદ્દન અસત્ય અને નિરાધાર માનત, પણ લેખક જાતે આપણને એ વાતો જણાવે છે એટલે તે આપણે સાચી માનવાની જ રહી.

એમણે પોતાને વિષે જે અનેક વાતો કહી છે તે એમનું નિખાલસપણું સૂચવે છે. એ બદલ એમનો વાંક લાગે ત્યાં પણ ક્ષમા આપવાનું આપણને સ્વાભાવિક રીતે મન થાય છતાં એ સમ્બન્ધી એક બે વિચારો મને મુંઝવ્યા વિના રહેતા નથી. એમનાં નવાં ત્રણ પુસ્તકોમાંના પહેલા પુસ્તકના પહેલા પાના પર જ 'શિખામણ' નામનો લેખ છે. એમના મિત્રે પૂછેલા પ્રશ્નથી એની શરૂઆત થાય છે:

"એવી કઈ વસ્તુ છે જે સૌને આપવી ગમે છે, પણ લેવી ગમતી નથી?"

આ પ્રશ્ન એક આઠ વર્ષની બાળકીને તે નિશાળેથી આવી એટલે તરત જ મેં પૂછયો. એ પ્રશ્ન પૂરેપૂરો હું બોલી પણ નહીં રહ્યો હોઉં એટલામાં તો તે બાળકીએ જવાબ આપ્યોઃ 'શિખામણ'. ('શિખામણ'નો પાઠ તેજ દિવસે નિશાળમાં એને ચાલ્યો હતો). આવો સહેલો જવાબ ભાઈ જ્યોતીન્દ્રને સૂઝયો જ નહીં? આ વિચારથી એમની બુદ્ધિમત્તાના મારા ઉંચા મતને સખત ઘા લાગ્યો, પણ ક્ષતમાં ક્ષારની પેઠે સાચા જવાબને બદલે 'ગાળ' એવો જવાબ એમણે દીધો એવું જ્યારે મેં વાંચ્યું ત્યારે તો મને અતિ તીવ્ર વેદના થઈ. એમનું આટલું બધું નૈતિક અધઃપતન! આ બાબત જાહેરમાં ચર્ચવા લાયક ન હોવાથી એઓ મને એકલા મળશે ત્યારે જરૂર બે બોલ કહીશ– શિખામણ રૂપે.

બીજો વિચાર મને આવ્યા વગર રહ્યો નહીં તે એ કે પૂઠાંની પટ્ટીઓમાં કે આ ચાર પુસ્તકની અંદર કોઈ પણ જગાએ, અનેક વાતો આવેલી હોવા છતાં હું એમનો પ્રોફેસર હતો એ એક વાત તો આવી જ નહીં! આ બાબત અંગત છે, મારો સ્વભાવ સંકોચશીલ છે, એટલે વિસ્તાર કરતો નથી.

આધુનિક વાતાવરણની અસર હેઠળ આવ્યાથી લેખકે 'લોકહૃદયને સ્પર્શવાના' તીવ્ર અભિલાષ પણ સેવ્યા જણાય છે. એ કહે છે:—

“એને સ્પર્શવાનું મને ઘણું મન થાય છે, પણ એનો સ્પર્શ કરવો શી રીતે તે મારાથી સમજાતું નથી.”

ખેડૂત, મોચી, ઘાંચી, માળી, હજામ આદિ સર્વને સંતોષવાનો જે ઉંચો આદર્શ એમણે રાખ્યો છે તેને એઓ કદી પણ પહોંચી શકશે કે કેમ તે વિષે શંકા રહે છે. પણ સામયિક પત્રોના અધિપતિઓ તેમજ એ પત્રોના વાચકો ગુજરાતના એ વહાલસોયા પુત્રની મીઠી અભિલાષાઓને ખાતર એના પ્રત્યે વિશેષ મમતાથી જોશે એમાં શંકા નથી.

ભાઈ જ્યોતીન્દ્રની હાસ્યરસની રચનાઓને સામાન્ય કરતાં વિશેષ સૂક્ષ્મતા, સચોટતા અને સામર્થ્ય આપવામાં કોઈ પણ ઉંડું અને વ્યાપક તત્ત્વ કારણભૂત હોય તો તે એમની વિદ્વત્તાનું છે. એ વિદ્વત્તા દેખાઈ આવતી નથી. એ વિદ્વત્તા છૂપાયલી રહે છે. છતાં તે નિઃસંશય હોય છે, અને તે સહેલાઈથી વર્તી શકાય છે. એ વિદ્વત્તા વાંચનાર પર ભાર તરીકે લાદવા માટે નથી હોતી; એ વિદ્વત્તા હાસ્યરસની સબળ ઝમાવટને માટે હોય છે. ‘વિદ્વત્તા’ ઉપર ભાગ ત્રીજામાં એમનો લેખ પણ જોવામાં આવે છે. આ લેખની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે લેખકના પોતાના શબ્દો વડે આપણે જાણી શકીએ છિયે :

“મારા એક મિત્રે એમને (એક વિદ્યમાન વૃદ્ધ સાક્ષરને) મારૂં પહેલવહેલું ઓળખાણ કરાવ્યું ત્યારે, મારા મિત્રને મોઢે એમણે કહ્યું હતું: ‘તમારા મિત્ર લખતા

હશે, કદાચ સારૂં લખતા હશે, પણ એમના દેખાવ પરથી એ વિદ્વાન હોય એમ લાગતું નથી.’

આ વાત જાણવામાં આવતાં એમને ખોટું લાગ્યું, અને આપણા દેખાવમાં વિદ્વત્તા લાવવાના ઉપાયો વિષે તેમ જ આપણા લખાણમાં વિદ્વત્તા લાવવાના ઉપાયો વિષે એમણે ઉંડી વિચારણા કરી. એમના પોતાના શબ્દો વાપરીએ તો એ વિષયની એમણે ‘ઝીણવટભરી સમીક્ષા’ કરી. એ સમીક્ષા તે જ એમનો નર્મમર્મથી ભરેલો ‘વિદ્વત્તા’ વિષેનો લેખ. એ લેખને અન્તે યોગ્ય અભિમાન સાથે લેખક જણાવે છે કે :—

“વિદ્વત્તા વિષેની આ ઝીણવટભરી સમીક્ષા વાંચી મને લાગે છે કે ગયા યુગના વિદ્યમાન વૃદ્ધ સાક્ષર ગમે તે કહે પણ હું વિદ્વાન છું.”

‘સાહિત્ય પરિષદ્’ના લેખમાં પરિષદ્‌ના પ્રમુખ ‘સાક્ષરોત્તમ શીઘ્ર કવિવર કવિકુલગુરુ શ્રી ૧૦ જેકિસનદાસજી’ તરીકે પોતાના ભાષણમાં સાહિત્યની પ્રશંસા કરતાં એમણે કહ્યું છે કે :

“સાહિત્ય એક ગધેડો છે. તેના પર લેખકકુંભાર વિચારઈંટ લાદે છે.”

શ્રીયુત જ્યોતીન્દ્રના ‘નિર્દોષ, ભલા, તત્ત્વજ્ઞ’ સાહિત્ય–ગધેડા ઉપર જે વિચારઈંટો લાદવામાં આવી છે તે એમના પોતાના કારખાનામાં બનેલી હોઈ એમના નામથી અંકિત, સુવર્ણ સરખી શોભતી, અને અસામાન્ય

મજબૂતીવાળી છે. એ ભારથી લદાયલા ગર્દભરાજ અવનવી શોભા ધારતા હોઈ આપણા માનાહું બની રહે છે. એનું 'માનસિક સ્વાસ્થ્ય ચળતું નથી.' 'એના જેવો ફિલસુફ જગતે હજી બીજો જોયો નથી.' બહુ થાય તો જ એ લાત મારે છે. લત્તાપ્રહાર વડે પગનું જોર દાખવવા કરતાં સંગીત વડે આત્માના આનન્દને પ્રકટ કરવાનું એને વધારે ગમે છે, અને વિશેષમાં, ઘણી સૂક્ષ્મ દૃષ્ટિથી ભાઈ જ્યોતીન્દ્ર શોધી શકયા છે તે પ્રમાણે, 'એકજ પ્રકારના લાગતા એના અવાજમાં એ અનેકાનેક પ્રકારનું ભાવવૈવિધ્ય સમાવી શકે છે.'

જાતે સાહિત્યકાર હોવાથી સાહિત્યકારની મુશ્કેલીઓનો એમને પૂરેપૂરો ખ્યાલ છે. એવી મુશ્કેલીઓનું 'બિચારો સાહિત્યકાર' એ લેખમાં નિરૂપણ કરીને એ ખેદ કરે છે કે 'બિચારો સાહિત્યકાર કોઈને પૂરેપૂરો સંતોષ આપી શકતો નથી,' અને પછી એ પરિસ્થિતિમાં એનું જે એક કર્તવ્ય છે તે એ મક્કમપણે દાખવે છે:

"લોકો માંગે છે તેવા આદર્શ સાહિત્યકાર તો બેજ થઈ ગયા છે. એક દુનિયા જન્મી તે પહેલાનો મૃત્યુ પામ્યો છે, ને બીજો દુનિયા મરી જશે પછી જન્મવાનો છે. એટલે કોઈને સંતોષવાની દરકાર કર્યા વગર, આત્મ સંતુષ્ટ થાય એટલે બસ એમ માની એણે પ્રવૃત્ત થવાનું છે. આમે લોકો કયાં **निरंकुशाः कवयः** કહીને એને સ્વચ્છંદી નથી ગણતા ?"

ગર્દભરાજનો અવાજ કોઈને કર્કશ લાગે, કોઇને એકસૂરો લાગે, કોઇને નીરસ લાગે, ગર્દભરાજ તેની થોડીજ પરવા રાખે છે?

'આપણા આધુનિક વિવેચકો'ની પ્રવૃત્તિઓને એમણે ઝીણવટથી નિહાળી છે, એમના સાહિત્યનો પ્રધાન સૂર એમણે પરખ્યો છે. 'આપણા આજના આ વિવેચકો ન હોત તો?' એ પ્રશ્ન ઉદ્ભવતાં એ કહે છે:

'—તો કોણે કોનામાંથી કેટલું અપહરણ કીધું છે એ કેમ જણાત? આપણા લેખકો કોઈ પણ વિદેશી લેખકના કોઈ પણ લખાણમાંથી જરા જેટલુ પણ, જાણ્યે અજાણ્યે, પોતાના લેખમાં ઊતારે છે તો તરત આ વિવેચકચોકીદારો તેમની ખબર લઈ નાંખે છે. આપણા લેખકોએ શેમાંથી ચોર્યું છે એ તેમને જડે નહીં, તો–પણ તેમને જડે નહીં એવી કલ્પના કરવીજ વ્યર્થ છે. એવું કદી બન્યું નથી ને બનશે પણ નહીં.'

અસ્પષ્ટતાનો અને ઊંઘ લાવવાનો ગુણ ઉત્કૃષ્ટ સાહિત્ય-રચનાઓમાં હોવો જોઇએ એમ લેખક માનતા જણાય છે. "અસ્પષ્ટ લખાણમાં નવીનતાનો ભાસ હોય છે, એટલું જ નહીં પણ એમાંથી જેને જે અર્થ કાઢવો હોય તે કાઢી શકે છે." છેવટના ભાગમાં એ લખે છે:–

"સાહિત્ય એટલે જીવનનું પ્રતિબિમ્બ અને જીવન એટલે અસ્પષ્ટતાની પરંપરા....જીવનમાં અસ્પષ્ટતા ન હોત તો જીવન જીવવા જેવાં થાત? સાહિત્યમાં અસ્પષ્ટતા ન હોત તો ગદ્યકાવ્યો ને લેખો લખાત?"

અન્તમાં 'અસ્પષ્ટતાનો વિકાસ કરવો એ સર્વ લેખકોનું ધ્યેય હો!' એમ એ ઈચ્છે છે.

એવી જ રીતે ઊંઘ લાવવાના ગુણ પ્રત્યે એનો ખાસ પક્ષપાત જણાય છે. કળાની ઉત્કૃષ્ટ કૃતિઓની રચના તેમ જ તેના રસાસ્વાદને માટે ઊંઘાડી દેવાની શક્તિની આવશ્યકતા વિષે એમણે જેવી ઝીણવટભરેલી ચર્ચા કરી છે તેવી નવલરામ કે રમણભાઈને હાથે પણ કદી થયેલી આપણા જાણવામાં નથી. એ કહે છે:

"સર્વ કળાનો આદર્શ ભોક્તાને લોકોત્તર, અપાર્થિવ આનંદ આપવાનો હોય છે. હવે જો માણસ જાગતો રહીને કળાનો આસ્વાદ લે, તો એનું ધ્યાન આસપાસની અનેક બાહ્ય વસ્તુ તરફ આકર્ષાયા વગર રહે નહિ. અને આ લોકની, આ પૃથ્વીની વસ્તુઓ તરફ ખેંચાઈ જતા મનથી લોકોત્તર કે અપાર્થિવ આનંદનો ઉપભોગ શી રીતે થઈ શકે? એવો આનંદ મેળવવો એક જ રીતે બને–એ ઊંઘી જઈને આ જગતના દૃશ્યમાન પદાર્થો પરથી પોતાનાં ચક્ષુ ને મનને આવરી લે તોજ આસ્વાદ્યમાન કળાકૃતિનો અપાર્થિવ આનંદ એ માણી શકે, અન્યથા નહિ. આ પરથી ફલિત થાય છે કે સર્વ કળાકૃતિમાં ભોક્તાને ઊંઘાડી દેવાની શક્તિ સ્વભાવતઃ જ હોવી જોઈએ."

એ શક્તિવાળી કોઈ પણ ઉત્કૃષ્ટ કળાકૃતિને અન્યાય ન થાય એ ચિન્તાથી લેખક આપણને વિશેષ સામજુતી આપે છે:—

"કદાચ કોઈ ભાષણ, પુસ્તક, કાવ્ય કે સંગીત આપણા પૂરતાં નિદ્રાપ્રેરક ન નીવડે, તેથી તેનામાં એવો ગુણ નથી એમ ન કહી શકાય. એ પરથી એટલુંજ સિદ્ધ થઈ શકે કે આપણા પર એની ઊંઘ લાવવાની શક્તિ અસર કરી શકતી નથી, એટલા પ્રમાણમાં આપણાં હૃદય ને મન બહેર મારી ગયાં છે."

એ 'ઊંઘની દવા' નું છેવટનું વાક્ય મને ઘણું ગમી ગયું:–

"હે પ્રિય વાચક! આટલું વાંચ્યા પછી પણ તને જો ઊંઘ આવવાની વૃત્તિ થતી ન હોય તો તારે કોઈક મોટા વૈદ્ય કે ડૉકટરની સલાહ લેવી જરૂરની છે. તારો 'કેસ' ગંભીર છે."

'ઊંઘની દવા' વાંચ્યા છતાં ઊંઘ આવવાની વૃત્તિ મને નહોતી જ થઈ. મારી ખાતરી છે કે બધાજ વાચકોને નહીં થઈ હોય. એ સર્વના 'કેસ'ને ગંભીર કહેવામાં અને તેમને ડૉકટરની સલાહ લેવાનું સૂચવવામાં ભાઈ જ્યોતીન્દ્રનો શો હેતુ હશે તે સમજવું મુશ્કેલ છે. મને લાગે છે કે એમને ડૉકટર મિત્રો ઘણા હશે!

અસ્પષ્ટતા અને ઊંઘ લાવવાની શક્તિ એવા જે બે ગુણો શ્રી જ્યોતીન્દ્ર સાહિત્યકારને માટે અત્યન્ત આવશ્યક ગણે છે તે એમની કૃતિમાં કેટલે અંશે દીઠામાં આવે છે તે આપણે વિચારીએ. ચારે પુસ્તકોનાં પાનાં અમે ફરી ફરીને ઉથલાવ્યાં. ઘણી શોધખોળ કરી. બારીક નજરથી

તપાસ્યું. અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આ બેમાંના એક ગુણની ગન્ધ માત્ર આ ચાર પુસ્તકમાંના કોઈ એકને ખૂણે સરખી અમારા જોવામાં નથી આવી. શ્રી જ્યોતીન્દ્ર સજ્જન છે, અમારા મિત્ર છે, ઉત્સાહી યુવાન્ છે. એમની વિરુદ્ધ કંઈ પણ લખતાં અમને ખેદ થાય છે. પરન્તુ વિવેચકના ધર્મને અનુસરીને જે સત્ય અમને જણાય તે કહ્યા વિના અમારો છૂટકો થતો નથી. શ્રી. જ્યોતીન્દ્ર અમને પ્રિય છે, પણ સત્ય અમને એથીએ વધારે પ્રિય છે. એમના ઉપર આક્ષેપ મૂકવામાં જે ગંભીર જવાબદારી રહી છે તે અમે સમજીએ છિયે. એમને અમારી ટીકા કડવી લાગશે. એમની લાગણી દુભાશે. એમનું શરીર નાજુક હોવાથી કદાચ એમની તબીયત બગડશે. બે અત્યન્ત આવશ્યક ગુણોની ઓછપને લીધે એમની લેખક તરીકેની સફળતા એટલી ઓછી ગણાશે. એમની ગુણસમૃદ્ધિમાં એટલી ન્યૂનતા જણાશે. લેખક તરીકેનું એમનું સ્થાન એટલું ઊતરશે. એમનો યશમુકુટ એટલો ઝંખવાશે. પણ સત્ય અમને લાચાર બનાવી દે છે. વિવેચક તરીકેની જવાબદારી એ સઘળું જોખમ, અને એથીએ વિશેષ એમનાં લખાણોમાં ક્વચિત્ ક્વચિત્ ડોકિયાં કરતી ચીઢ અને હિંસકવૃત્તિમાંથી ઉદ્‌ભવતું જોખમ વહોરી લેવાની અમને ફરજ પાડે છે. સ્વ. પાઠકજીએ એમને પ્રમાણપત્ર આપ્યું છે કે "ભાઈ જ્યોતીન્દ્ર ગુલાબી માણસ છે. એમને કોઈ પર ખાસ અભાવ નથી. એ કટાક્ષ કરે છે તેમાં યે કડવાશ ઝાઝી નથી હોતી." છતાંએ 'Safety first' (સલામતી પહેલી) એ

સૂત્રને અનુસરીને અમારા કથનના સમર્થનમાં અમે સચોટ પ્રમાણો રજુ કરીએ છિયે.

પહેલા પ્રમાણુ તરીકે અમે નીચેનું લખાણુ ટાંકીએ છિયેઃ–

" આપણી બુદ્ધિમાં ઈશ્વર અને અન્ય કેટલીક વસ્તુઓ ઊતરતાં નથી, માટે ઈશ્વર તથા એ વસ્તુઓ નથી એમ અત્યારે આપણુને લાગે છે. પણુ જતે દહાડે, ઈશ્વર તથા અનેક વસ્તુઓ આપણી બુદ્ધિમાં ઊતરતાં નથી માટે આપણામાં બુદ્ધિ જ નથી એમ તો કોઈને નહિ થાય? માણુસમાં બુદ્ધિ નહિ હોય, એવું તો મને ઘણી વાર લાગ્યું છે. ઘણાંને લાગતું હશે. છતાં સંશય કરનાર માટે પણુ સંશય ઉત્પન્ન કરી, હું હવે શું કહેવા માગું છું એ મને જ હવે નથી સમજાતું તો બીજું કોણુ સમજશે એમ માની, અહીંથી જ અટકવું ઉચિત ધારૂં છું."

આ છેલ્લા શબ્દો વડે જે ભયંકર અને શરમાવનારી પીછેહઠ એમણે કરી છે તેવી પીછેહઠ અસ્પષ્ટતાનો ઉપાસક કોઈ પણુ સાહિત્યકાર કદી કરી શકે ખરો?

અસ્પષ્ટતાનો ગુણુ એમનામાં નથી, એટલું જ નહીં પણુ એ ગુણુ એમનામાં કદી આવી શકે એમ નથી એ પુરવાર કરવાને માટે આ એક જ પ્રમાણુ બસ થશે.

ઊંઘ આણુવાનો ગુણુ એમનામાં નથી એ તો એમનાં ચારે પુસ્તકો સિદ્ધ કરી આપે છે. છતાં એમનું ચોથું પુસ્તક 'મુંબઇ–એશિયાનું નાક'–એજ આ પ્રસંગે રજુ કરીને હું

સન્તોષ માનું છું. 'મોહમયી' તરીકે જે ઓળખાય છે અને મોહની નિદ્રામાં નાંખી દેવાના ગુણ માટે જે સુવિખ્યાત છે તે નગરીનું નામ પણ ઊંઘ આણવાની શક્તિ એ લેખકના બુદ્ધિપ્રદેશના કોઈ ખૂણામાં પણ સંતાઇ રહેલી હોત તો તેને ખેંચી કાઢવાને સમર્થ હતું. પણ શશશૃંગ કોઈને સાંપડ્યું છે? વંધ્યાપુત્ર કોઈએ દીઠો છે? આકાશકુસુમને કોઈએ નિરખ્યું છે? જે હોય જ નહીં તે ક્યાંથી સાંપડે? પહેલાં પ્રકરણોનાં નામ માત્ર આપણે વાંચીએ છિયે—'ઇતિહાસના ધૂમસમાં,' 'ભૂગોળની ભૂલભૂલામણીમાં,' 'મુંબાઈની આબોહવા'—ત્યારે આપણને એમ થયા વગર રહેતું નથી કે ઊંઘ આણવાની શક્તિનો લેશ પણ જેનામાં હોય તેને માટે એ પ્રકરણોમાં પૂરતો અવકાશ હતો. એવા વિષયના અનેક લેખકોએ એવાં આરંભનાં પ્રકરણોમાં ઊંઘ આવે એવાં તત્ત્વો દાખલ કરવામાં અદ્ભુત સફળતા મેળવી છે એ આપણે જોઈએ છિયે, અને આ લેખકનાં આ ત્રણ પ્રકરણોમાં એવાં તત્ત્વોથી જાણે લેખક બ્હીને ભાગતા હોય એવું આપણને જણાય છે ત્યારે આ વિષયમાં લેખકનું દારિદ્ર્ય આપણને અત્યન્ત વિસ્મયજનક લાગ્યા વિના રહેતું નથી. અનુકૂળ પ્રસંગનો લાભ લેવાને બદલે લેખક તો પોતાની કલ્પનાને સ્વચ્છન્દે ઘૂમતી રાખવામાં જ આનન્દ માણે છે! વિવિધ પ્રકારે નાચતી, જાતજાતની ચેષ્ટા કરતી, નવાં નવાં ગેલિયાં કરતી એ કલ્પના જાતે ઝંપતી નથી અને વાચકને ઝંપવા દેતી નથી ત્યાં નિદ્રા તો આવે જ

ક્યાંથી ? ત્યાર પછી રમતગમતો' ના તોફાનમાં, 'વાહનો'ના ખડખડાટમાં, 'ટ્રામગાડી અને તેના સંચાલકો'ના શોરબકોરમાં નિદ્રાનો તો અવકાશ જ કયાં રહ્યો ? ત્યાર પછી 'મુંબાઈની ચાલીઓ' તમે જુઓ, 'ઘર બદલવાની મુશ્કેલીઓ' તમે અનુભવો 'પાડોશીઓ'ને તમે પિછાનો, મુંબાઈના 'કૌટુમ્બિક જીવન'નો તમે ખ્યાલ બાંધો, 'મહેમાનો'નું તમે સ્વાગત કરો, 'મુંબાઈના ઘાટીઓ'ને તમે ઓળખો, 'જોવા લાયક સ્થળો' તમે જોઈ આવો, 'મુંબાઈના બજારો'માં તમે ભટકી આવો, 'સંસ્કાર તથા કેળવણી'નાં ધામોમાં તમે ફરી આવો એટલે ખેલ ખલાસ ! નિદ્રાદેવી, તને સલામ !

ખરૂં છે કે ભાઈ જ્યોતીન્દ્રએ પોતાનાં અવલોકન અને અનુભવને પરિણામે મુંબાઈના જીવનનું તાદૃશ ચિત્ર અહીં ખડું કર્યું છે; ખરૂં છે કે એમણે અને શ્રી ધનસુખલાલ મહેતાએ 'અમે બધાં' એ પુસ્તકથી સુરતના વહી જતા કાળને અને તેના રીતરિવાજોને મૂર્તિમન્ત સ્વરૂપ આપીને જેમ અમરતા બક્ષી છે તેમ જ ભાઈ જ્યોતીન્દ્રએ એકલાએ મુંબાઈને વિષે કર્યું છે, પણ બિચારી નિદ્રાનું શું ? એ આણનારી શક્તિ બિચારી કયાં ? તેનું તો મીંડું જ વળ્યું ! અસ્તુ. અરે ! એવું તો ન અસ્તુ.

વિસ્તારભયને લીધે હવે આપણે છેલ્લા પુસ્તકના છેલ્લા પાના તરફ વળીશું. ત્યાં તો જાહેરખબર છે :

'શ્રી જ્યોતીન્દ્ર દવે કૃત કાવ્યોનો સંગ્રહ
ટૂંક વખતમાં પ્રગટ થશે.

ગાંડીવ'

શ્રી જ્યોતીન્દ્ર દવેમાં કવિત્વશક્તિ છે એ વાત ગુજરાતને અજાણી નથી, પણ એમની પ્રથમની સાહિત્યપ્રવૃત્તિ કવિતાની જ દિશામાં હતી એ વાત કદાચ ગુજરાતને એટલી જાણીતી નહીં હોય. એમના સુરતના મિત્રમંડળમાં તો એ 'કવિ' તરીકે જ ઓળખાતા, હજી પણ એ નામથી જ એ ઓળખાય છે, હવે પછી પણ એ નામથી જ એ ઓળખાશે. એમણે કવિતાઓ લખી છે. એમણે વિવેચનો લખ્યાં છે. પરન્તુ એમ લાગ્યા વગર નથી રહેતું કે (કેટલીક ઊણપો છતાં) અનુભવ અને અભ્યાસ, પ્રતિભા અને પંડિતાઈ, વિનોદ અને વિચાર, અવલોકનશક્તિ અને વર્ણનશક્તિ, કલ્પના અને વાક્છટા, નિર્મળતા અને નેહ એ સઘળાં તત્ત્વોને પ્રભાવે હાસ્યરસની રચનાઓમાં એમણે જે અસામાન્ય કુશળતા પ્રાપ્ત કરી છે તેને લીધે એ પ્રકારનાં લખાણો માટેની ગુજરાતની ભૂખ એટલી વધી ગઈ છે કે એ ભૂખ તૃપ્ત કરવામાંથી ભાઈ જ્યોતીન્દ્ર કદી ઉંચા આવી શકે એમ નથી. એક દિશામાં એમણે જે ઉત્કર્ષ સાધ્યો છે તે ઈતર દિશાની એમની સાહિત્યપ્રવૃત્તિઓનો અવરોધ કરનારી થઈ પડે એ સ્વાભાવિક છે. હાસ્યરસના વિધાતા હોવા છતાં અગંભીરતા, બાલિશતા, છિછલ્લાપણું એમનામાં નથી. આ કારણથી જ એમનો હાસ્યરસ વધારે સચોટ અસર કરે છે, અને એમની રચનાઓ અમરતાની અધિકારિણી બને છે. કવિત્વશક્તિ અને વિવેચનશક્તિ એમનામાં છે, ઘણા સારા પ્રમાણમાં છે, છતાં ઉપર દર્શાવેલા કારણને લીધે એ શકિતઓ અત્યાર સુધી તો ગુંગળાયલી જ

રહી છે અને પોતાનો કુદરતી વિકાસ સાધી શકી નથી એમ હું માનું છું. હવે પછી પણ એ ગુંગળાયલી જ રહેશે એવો મને ભય છે. એ ભય ખોટો પડે તો હું રાજી થઈશ. એ ભય ખરો પડે તો પણ હું દિલગીર નહીં થાઉં, કારણ કે એમના તરફથી ગુજરાતને જે મળ્યું છે તે એમને યશ આપે એવું અને ગુજરાતનું ગૌરવ વધારે એવું છે. હાસ્યરસની નિર્મળ સરિતા એમની અખંડ વહો!

('શારદા', ઑગસ્ટ, ઈ. સ. ૧૯૪૧)

આ નામનું એક અતિ ઉપયોગી પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ધી ઑનરેબલ મી. ડબલ્યુ. એચ. શાર્પ, જે એક વખતે ડિરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન હતા, તેમના "The Educational System of Japan" એ નામના પુસ્તકને આધારે પ્રો. અતિસુખશંકર ત્રિવેદીએ લખેલું આ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી છપાયલાં પુસ્તકોમાં જેને 'ઉત્તમ' કહી શકાય તે વર્ગમાંનું છે એ સત્ય એટલું તો સ્પષ્ટ અને નિર્વિવાદ છે કે એ પુસ્તકના કર્તા મારા સ્નેહી અને સમ્બન્ધી હોવા છતાં એ સત્યનું કથન કરતાં મારે લેશ પણ અચકાવાનું કારણ નથી.

જાપાને પોતાનો ઉદય જે અતિ અલ્પ સમયમાં કીધો, જે મહાન્ વિજયો એણે મેળવ્યા, જે અસાધારણ બુદ્ધિપ્રભાવ એણે દાખવ્યો, જે ઉંચા પ્રકારની કાર્યદક્ષતા એણે બતાવી, જે અસંખ્ય સુધારાઓ એણે જોતજોતામાં કરી નાંખ્યા તેને લીધે આખા જગત્‌નું લક્ષ એ દેશ તરફ ખેંચાઈ રહ્યું છે, અને સમાજસુધારકો, ધર્મોપદેશકો, કવિઓ, નવલકથાકારો, પ્રવાસીઓ, રાજ્યનેતાઓ, વેપારીઓ, કારીગરો એ સર્વ પોતપોતાનાં દૃષ્ટિબિન્દુથી એ દેશનો અભ્યાસ કરવા મંડી પડ્યા છે અને જાતજાતનાં પુસ્તકો લખીને જનમંડળની વધતી જતી જિજ્ઞાસા તૃપ્ત કરવાના પ્રયત્ન કરી રહ્યા છે. એવા પ્રયત્નોથી મોટે ભાગે લાભ થયો છે તો કંઈક અંશે હાનિ પણ થઈ છે. કોઈ પણ દેશને પૂરેપૂરો સમજવા માટે તે દેશની વર્તમાન સ્થિતિ ઉપરાંત તેનો ભૂતકાળનો ઇતિહાસ પણ જાણવો જરૂરનો છે એ સરળ સત્ય જાપાનની ત્વરિત ઉન્નતિના ઝગહળતા પ્રકાશ આગળ કંઈક ઝાંખું પડયું છે, અને એ દેશના આધુનિક વિકાસનાં બીજ શોધવામાં એની આગલી સ્થિતિ તરફ નજર ફેરવવાની બીલકુલ જરૂર જ નથી એવો ભ્રમમૂલક વિચાર ઉત્પન્ન થયો છે. વળી કેટલાકોએ જાપાનના આધુનિક સુધારાના અમુક અંશોને જ હદ બહારનું મહત્ત્વ આપી દઈને એ સુધારાના કારણભૂત બીજાં તત્ત્વો તરફ જોઈએ તે કરતાં વિશેષ દુર્લક્ષ દાખવ્યું છે, તો કેટલાકોએ જે પ્રાચીન રીતરિવાજો હજી જાપાનમાં અસ્તિત્વ ધરાવે છે તેના તરફ દૃષ્ટિ ફેરવીને અને આધુનિક સુધારાઓમાં જે અનિષ્ટ અંશો જણાય તેને દૂર કરવાની જાપાનના અગ્રણીઓ કાળજી રાખે છે તેનો

લાભ લઈને પોતાને મનગમતા સિદ્ધાન્ત સ્થાપિત કરવાનો પ્રયત્ન કીધો છે, અને જાપાન જેવા આગળ વધેલા દેશના વૃત્તાન્ત પરથી પણ વિપરીત વિચારો તારવી કાઢ્યા છે. એવી દૃષ્ટિથી જોનારને જાપાનના સમુરાઈ (ક્ષત્રિય) આદિ ચતુર્વર્ગના બંધારણમાં અને આપણી હાલની જુદી જુદી જ્ઞાતિઓની વ્યવસ્થામાં ઘણું સામ્ય જણાય તો તેમાં નવાઈ જેવું નથી, જોકે ધી ઑનરેબલ મી શાર્પના કહેવા પ્રમાણે 'ઇજીપ્ટ કે હિન્દમાં જેવાં જ્ઞાતિનાં બંધારણ સખ્ત થઈ ગયાં છે તેવાં ત્યાં બૌદ્ધ ધર્મથી થયેલી સારી અસરને લીધે ભાગ્યે જ થવા પામ્યાં હતાં.'

એથી જૂદાજ પ્રકારની ભૂલ મી. પટનામ બીલે પોતાના 'The Coming Struggle in Asia' નામના પુસ્તકમાં કીધી છે. જે ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરતાં પશ્ચિમના દેશોને અનેક સૈકાઓ લાગ્યા તે સ્થિતિ એક પૂર્વનો દેશ અડધા સૈકામાં પ્રાપ્ત કરે એમ બને જ નહીં, માટે જાપાનની હાલમાં જે સ્થિતિ દેખાય છે તે ખરી નથી પણ તેમાં કંઈક ગરબડ છે એવું વિચારીને એ ગરબડ કયાં છે તે શોધવાનો પ્રયત્ન એ લેખકે કીધો છે, અને જાપાન દેશની આર્થિક સ્થિતિમાં એ લેખકની દૃષ્ટિએ ગરબડ જણાઈ છે. જાપાન દેશના જાણકાર બીજા વિચારકોના મનમાં એવો કોઈ મોટો ભય ઉત્પન્ન થયો નથી, અને અમેરિકા, જર્મની આદિ દેશોએ ઇંગ્લાંડ, ફ્રાન્સ આદિ દેશોના કરતાં ઘણી વધારે ઝડપથી પોતાની ઉન્નતિ કર્યાનો દાખલો આપણી આગળ મોજુદ છે એટલે મી. બીલના સિદ્ધાન્તો ઉપર ઝાઝું વજન ન મૂકવામાં

આવે તો તે યોગ્ય જ છે. દરેક પ્રજાના ઇતિહાસ ઉપર પોતાના જ નહીં, પણ અન્ય દેશના ભૂત કાળના અનુભવોની પણ અસર થાય છે અને પોતાની પ્રગતિ કરતાં ઇંગ્લાંડ, ફ્રાન્સ આદિ દેશોને લોહીલુહાણના જે કડવા પ્રસંગો પ્રાપ્ત થયા તેમાંથી ત્યાર પછીની પ્રજાઓ જો મુક્ત રહી હોય તો તેમાં કંઈ પણ નવાઈ જેવું નથી.

ઉપર જે લખાયું છે તે પરથી તેમજ "જાપાન અને જાપાનીઓ" જેવા વિષય પર ભાષણ આપતાં મી. વૅલેન્ટાઇન શિરોલ જેવાને મિલ અને બર્કના અધ્યયન વિરુદ્ધ ઉપદેશ આપવાનું જ સૂઝે છે તે પરથી સહસ સમજાશે કે જાપાનની આધુનિક સ્થિતિ પરથી ઉપયોગી બોધ તારવી કાઢવાના પ્રયત્ન કરવા જતાં ઘણી વાર સરકણી ભૂમિ ઉપર ચાલવા જેવું જોખમ લેખકને વહોરવું પડે છે અને જેના સમ્બન્ધમાં હજી વિવાદને માટે પૂરતો અવકાશ છે તેવા વિષયોમાં ઊતરવું પડે છે. એવા બોધના કરતાં જાપાનની ખરી સ્થિતિનો વૃત્તાન્ત આપીને તે દેશની સ્થિતિમાં અને આપણા દેશની સ્થિતિમાં કેટલું સરખાપણું છે અને કેટલી ભિન્નતા છે તેનો જ વિચાર માહિતીનાં જે અલ્પ સાધનો આપણી પાસે છે તેના પ્રમાણમાં કરવામાં આવે તો તે વધારે લાભકારક થઈ પડવાનો પૂરેપૂરો સંભવ છે.

એવો લાભ જેથી મળી શકે એવાં પુસ્તકો આપણા ગુજરાતી સાહિત્યમાં કેટલાં છે? યુરોપની અનેક ભાષાઓમાં પ્રતિવર્ષે જાપાન વિષેનાં પુસ્તકો લખાયાં જ જાય છે ત્યારે અહીં એ દેશ વિષે કેટલું અજ્ઞાન છે! ન્યુસ્પેપરોમાં

ક્વચિત્ ક્વચિત્ જાપાન વિષેની ખબરો જે કંઈક આવે તે જ આપણી જિજ્ઞાસા તૃપ્ત કરવાને બસ થાય છે. રુશિયાને જાપાને હરાવ્યું અને ત્યાર પછી એ દેશ બહુ આગળ વધ્યો એટલેથી જ આપણા જ્ઞાનની મર્યાદા અંકાઈ જાય છે; પૂર્વના દેશે પણ આટલું પરાક્રમ કરી બતાવ્યું એ વિચારમાં જ આપણી વીરપૂજાની ભાવના સમાપ્ત થાય છે, અને એથી વધારે જાણવાની જરૂર આપણાથી બીલકુલ સમજી શકાતી નથી, એથી વધારે જાણવાનો અવકાશ આપણને બીલકુલ મળી શકતો નથી. જ્યાં સુધી જાપાન જેવા દેશ વિષે પણ જેમ બને તેમ વધારે જાણવાનો ઉત્સાહ ગણ્યાગાંઠ્યા વિચારકોમાં જ નહીં, પણ સામાન્ય જનમંડળમાં ફેલાયો નથી ત્યાં સુધી આપણી સાંપ્રત સ્થિતિ સુધારવાનાં આપણાં સઘળાં સાધનોનું બળ નહીં જેવું જ રહેશે.

છેલ્લા પ્રકરણની શરૂઆતમાં મિ. ચેમ્બરલેનના પુસ્તકને આધારે ધી ઑનરેબલ મી. શાર્પે જાપાન પર હિન્દુસ્તાનના કરેલા ઉપકારો શા શા છે તે ગણાવ્યા છે. સંસારની માયામાંથી નિવૃત્ત થવાની રીત, ચાહની વાપર, માંસાહારનો ત્યાગ, ને ભાષા પર પણ કેટલીક અસર એ સર્વ જાપાને હિન્દુસ્તાન પાસથી મેળવ્યું. એથી જાપાનને લાભ કેટલો થયો અને ગેરલાભ કેટલો થયો તે નક્કી કરવાનું કામ અઘરૂં છે, તોપણ અસંખ્ય વર્ષો ઉપર ગૌતમ બુદ્ધનો મહાન્ ધર્મ આપણે જાપાનને શીખવ્યો તેને માટે આપણે વ્યાજબી રીતે મગરૂર છિયે. પણ ત્યાર પછી એ પ્રજાએ જે પ્રગતિ સાધી તે બીના આપણને અનેક ઉપયોગી તત્ત્વોનો ઉપદેશ

કરી રહી છે, તે સાંભળવાને બદલે શું આપણે આપણા કાન બંધ કરીને બેસી રહીશું ? એથી આપણો સ્વાર્થ સધાશે ? એથી આપણાં કર્તવ્ય બજાવાશે ? એથી આપણી સ્થિતિ સુધારાશે ? નહીં જ.

એ તત્ત્વો કયાં તે વિષે લાંબા વિવેચનની બીલકુલ જરૂર નથી. જાપાનના ઇતિહાસ તરફ તદ્દન ઉપલકિયા નજર કરનાર પણ એ તત્ત્વો સહેલાઈથી સમજી શકે એમ છે. એ તત્ત્વો નીચે પ્રમાણે છેઃ—

(૧) દેશાભિમાન—અને દેશાભિમાનમાં લેશ પણ ન્યૂનતા આણે એવો જેને વિષે દૂરનો પણ સંભવ રહેતો હોય તેવાં તત્ત્વોને આઘાં રાખવાની વૃત્તિ.

(૨) પરદેશગમન—વિવિધ પ્રકારના જ્ઞાનને માટે પોતાનાં સ્ત્રીપુરુષોને પરદેશ મોકલવાની અને પોતાને ત્યાં આવેલા પરદેશીઓના જ્ઞાનનો પૂરેપૂરો લાભ લેવાની વૃત્તિ.

(૩) કંઈક નવું ગ્રહણ કરવાની વૃત્તિ–નવું હોય તેનાથી ડરી ન જતાં હિંમતથી અને ત્વરાથી પણ વિચારપૂર્વક તેનો સ્વીકાર કરવાની વૃત્તિ.

(૪) ઉંચા પ્રકારની સ્ત્રીકેળવણી અને નારીપ્રતિષ્ઠા.

(૫) અંત્યજ વર્ગનો ઉદ્ધાર.

(૬) રાજ્યભક્તિ.

(૭) પૂર્વજપૂજા.

(૮) શરીરની કેળવણી.

(૯) નીતિનું શિક્ષણ.

(૧૦) હુન્નર–ઉદ્યોગનું શિક્ષણ.

(૧૧) ફરજિયાત કેળવણી.

સેઇંટ નિહાલ સિંગ પોતાના એક લેખમાં કહે છે કે જાપાનની ચમત્કારી ફત્તેહનું મોટામાં મોટું કારણ એ છે કે 'અભણ કુટુમ્બવાળું એક્કે ગામ ન રહે અને અભણ માણસવાળું એક્કે કુટુમ્બ ન રહે એટલી કેળવણી દેશમાં ફેલાયલી હોવી જોઈએ' એ બાદશાહની આજ્ઞાપત્રિકામાં જણાવેલા નિયમનું ત્યાં ઉલટભેર પાલન કરવામાં આવે છે:

"At the bottom of Japan's wonderful success lies the vigorous and wise pursuance of the policy "That education shall be so diffused that there may not be a village with an ignorant family, nor a family with an ignorant member," which the Imperial Rescript on education outlined at the beginning of Japan's era of Westernization."

એ 'પૉલિસી'ને પરિણામે જાપાનના મજૂરો પણ ન્યુસ્પેપર વાંચે છે ત્યારે અહીં લખી વાંચી જાણે એવો પુરુષ ૧૦ માંથી એક અને સ્ત્રી ૧૪૬માંથી એક હોય છે!! એ જાણીતા મુસાફરે હિન્દુસ્તાન અને જાપાનની કેળવણીની પદ્ધતિમાં જે ફેર બતાવ્યો છે તે સંક્ષેપમાં નીચે પ્રમાણે મૂકી શકાય:—

(૧) અહીંની યુનિવર્સિટીઓ પરીક્ષા લેવાનું કામ કરે છે; ત્યાંની યુનિવર્સિટીઓ શિખવવાનું કામ કરે છે.

(૨) ત્યાં પ્રાથમિક કેળવણી ફરજિયાત છે તેથી સામાન્ય જનસમૂહ દેશના આગેવાનોના વિચારો સમજી શકે અને તેમનો દોરવેલો દોરવાઈ શકે એવી સ્થિતિમાં છે; અહીં તેમ નથી.

(૩) ત્યાં હુન્નર ઉદ્યોગના શિક્ષણને માટે પૂરતાં સાધનો છે; અહીં નથી.

(૪) હાલની–વપરાતી–ભાષાઓ તરફ ત્યાં અહીંના કરતાં વિશેષ લક્ષ અપાય છે.

(૫) ત્યાં શારીરિક કેળવણી ઉપર અહીંના કરતાં વિશેષ લક્ષ અપાય છે.

(૬) સ્ત્રીકેળવણી ત્યાં ઘણી વધારે છે. સ્ત્રીઓને માટે ટોકિયોમાં જેવી ખાસ યુનિવર્સિટી છે તેવી પૂર્વના કોઈ પણ દેશમાં નથી.

(૭) દેશાભિમાન જેથી વધે એવી રીતની જ કેળવણી ત્યાં આગળ આપવામાં આવે છે.

"Every "Reader" that is compiled, every history that is written, every song that is composed, every poem that is published and every ceremony that is performed in Japan has the patriotic motive in view."

જાપાનની દરેક વાચનમાળામાં, દરેક ઇતિહાસના પુસ્તકમાં, દરેક ગાયનમાં, દરેક કવિતામાં, દરેક ધર્મવિધિમાં લોકોનું દેશાભિમાન વધારવા તરફ ખાસ લક્ષ અપાય છે.

જાપાનની કેળવણીની પદ્ધતિ વિષેની આવી અનેક વિગતો ધી ઑનરેબલ મી. શાર્પે પોતાના પુસ્તકમાં કંઈક જૂદી રીતે પણ વધારે વિસ્તારથી આપી છે. જાપાનનો ઇતિહાસ એમણે વાંચ્યો છે, જાપાનનો દેશ એમણે જોયો છે, જાપાનની કેળવણીનો એમણે અભ્યાસ કર્યો છે, જાપાનની સમાજસ્થિતિનું એમણે પ્રત્યક્ષ અવલોકન કર્યું છે, અને એ સર્વને પરિણામે જાપાની ઉદયના એક મુખ્ય કારણનું સવિસ્તર વર્ણન આપનારો એક માનનીય ગ્રન્થ એમણે તૈયાર કર્યો છે. જાપાનની પ્રાચીન તથા અર્વાચીન કેળવણીનું ઐતિહાસિક ચિત્ર પ્રથમ પ્રકરણમાં આપીને બીજા પ્રકરણમાં જાપાનની કેળવણીની પદ્ધતિનું સામાન્ય નિરૂપણ એમણે કીધું છે. ત્યાર પછી કેળવણીના સત્તાધિકારીઓથી શરૂ કરીને જાપાનની જૂદી જૂદી જાતની શાળાઓ વિષે વિગતવાર હકીકત એમણે કહી છે, અને 'સ્ત્રીકેળવણી' જેવા પ્રકરણમાં જાપાનની સમાજસ્થિતિ વિષે પણ કેટલીક અગત્યની અને રસ પડે એવી વિગતો એમણે આપી છે. જાપાનમાં હિન્દુસ્તાનના છોકરાઓની શી સ્થિતિ છે તે વર્ણવ્યા બાદ—છેલ્લા પ્રકરણમાં—હિન્દુસ્તાન ને જાપાનની કેળવણીમાં સાદૃશ્ય ને ભિન્નતા કેટલી છે તે એમણે સક્ષેપમાં ગણાવી જઈને પુસ્તકની ઉપયોગિતામાં ઘણો વધારો કર્યો છે.*

---

* પુસ્તકોના 'ઉપયોગી' અને 'રસદાયી' એવી રીતના વિભાગ પાડી શકાય એમ છે પણ તેમ કરવામાં એક મોટું જોખમ સમાયલું છે, અને તે એ છે કે રસદાયી પુસ્તકો જાણે ઓછાં ઉપયોગી હોય એવો ભ્રમ એ વિભાગ સ્વીકાર્યાથી ઉત્પન્ન થાય છે. ખરી વસ્તુસ્થિતિ

પ્રો. અતિસુખશંકરની શૈલી સરળ અને સર્વથી સમજાય એવી છે. ભાષાન્તરો અને અનુવાદોમાં અપરિચિત અને અટપટા શબ્દો તથા વાકયોના પ્રયોગો ઘણી વાર દીઠામાં આવે છે, પણ તેવું આ પુસ્તકમાં જણાતું નથી. પોતાની ધૂનમાં આવે તેવા, પોતાને જેવો શોખ થઈ આવે તેવા નવા નવા શબ્દો જોડી કાઢવાની વૃત્તિ એમણે રાખી નથી એ ઘણું ખુશી થવા જેવું છે. કેળવણીની પદ્ધતિ વિષે સૂક્ષ્મ વિગતોમાં ઊતરવું જેઓને ન રુચતું હોય તેઓને પુસ્તકની શરૂઆતમાં આપેલો ઉપોદ્ઘાત ઘણો ઉપયોગી થઈ પડશે. એ ઉપોદ્ઘાતમાં જાપાનની કેળવણી વિષે મુદ્દાસર હકીકત આપવામાં આવી છે, અને આલ્ફ્રેડ સ્ટેડના પુસ્તકમાંથી પણ કેટલીક જાણવા જેવી વિગતો ઉમેરવામાં આવી છે. જાપાનની તથા હિન્દુસ્તાનની કેળવણીની પદ્ધતિઓમાં શો ભેદ છે તે વર્ણવવા ઉપરાંત લેખકે પોતાના સ્વતંત્ર વિચારો પણ ઠીક દર્શાવ્યા છે. તે સર્વમાન્ય થાય એવા છે એમ કહેવું એ તો કદાચ ઉદ્ધતાઈભરેલું જ ગણાય, પણ તે સર્વને વિચારવા યોગ્ય છે એમ કહેવામાં આવે તો

---

એનાથી ઉલટીજ છે. ઉપયોગી પુસ્તકોના લાભ ઉઘાડા હોય છે, ત્યારે રસદાયી પુસ્તકોના લાભ વધારે સૂક્ષ્મ હોય છે; પણ તેથી તે ઓછા હોય છે એમ કહી શકાય નહીં. શું દરેક પુસ્તક વ્યવહારૂ લાભ મેળવવાની વાણિયાશાહી વૃત્તિથી જ વંચાવું જોઇએ? જાપાન જેવા દેશ વિષે જિજ્ઞાસા થવી એ માણસાઈનું સ્વાભાવિક લક્ષણ છે, અને એ જિજ્ઞાસાની તૃપ્તિ થવી એ જ એ વિષેના પુસ્તક વાંચ્યાનું પ્રથમ ફળ છે. એથી બીજા જે લાભ મળે તે સર્વથા ઇષ્ટ જ છે, પણ એ લાભોને અણઘટતું મહત્ત્વ આપવામાં આવે એ ભૂલભરેલું છે.

તેમાં કંઈ પણ ખોટું નથી. દીર્ઘ કાળના મનનને પરિણામે બંધાયલા વિચારો કરતાં

'શુષ્ક તર્કશાસ્ત્ર કે વિચારશક્તિથી જે અશકય લાગે છે તે બની ગયા પછી ઘણી વાર આપણને શકય કબુલ કરવું જ પડે છે.'

એવાં અચાનક નીકળી પડેલાં વાકયો કદાચ કોઈ વાચકને વધારે રમૂજ આપનારાં અને સત્યપૂર્ણ જણાશે.

વિનોદપ્રિયતા, જાણવા જેવી વિગતો મેળવવાની અને તે રસ પડે એવી રીતે મૂકવાની ખુબી, એ ધી ઑનરેબલ મી. શાર્પની પ્રકૃતિનું જાણીતું લક્ષણ છે. રમૂજ પડે એવા ટુચકાઓ એમના પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે આપણી નજરે પડે છે. પ્રાચીન સમયમાં પરદેશીઓના સમાગમની જાપાન પર શી અસર થઈ તે વર્ણવતાં એ કહે છે:—

"બૌદ્ધ, કૉન્ફ્યૂશિયસના, અને આધુનિક સુધારાઓની જાપાન પર થયેલી અસરનું મહત્ત્વ જોતાં, ૧૫૪૨થી ૧૬૨૪ સુધીમાંના પરદેશીઓના સમાગમની જાથુકની અસર દેશ પર નહીં જેવી હતી. દેખીતા પરિણામોમાં બંદુક, તોપ વગેરે હથિયારો, તમાકુ, મચ્છરદાનીઓ, એકાદ બે નવા રોગો,ને થોડાએક પરદેશી શબ્દો દાખલ થએલા જણાય છે; બાકી ખ્રિસ્તી ધર્મ વિરુદ્ધ ખોટા તિરસ્કારની લાગણી સિવાય બુદ્ધિ, નીતિ, કે કળા પર કંઈ છાપ પડી દેખાતી નથી."

ત્યાર પછીના પૅરેગ્રાફમાં જાપાનીઓની કંઈક નવું ગ્રહણ કરવાની વૃત્તિ (જે દરેક જાપાનના જિજ્ઞાસુએ હમેશાં સ્મરણમાં રાખવી જરૂરની છે) તે વિષે એમણે કહ્યું છે:—

"ચીનના લોકોની પેઠે જાપાનના લોકો તદ્દન જૂનાને કોઈ પણ દહાડો વળગી રહ્યા નથી. કંઈ પણ નવું જાણવા લાયક હોય તો તેઓ ઉમંગથી શીખતા; ચીન ને કોરીઆની પાસેથી તેઓએ કંઈક મૂળ રૂપમાં તો કંઈક સુધારાવધારા કરી સારૂં જ્ઞાન, વર્ષો સુધી ગ્રહણ કર્યું હતું, અને યુરોપના પ્રતિનિધિઓ આવ્યા, ત્યારે તેમના કહેવા તરફ પણ એ લોકોએ લક્ષ આપ્યું હતું."

ટેરાકોયા અથવા સામાન્ય શાળાઓમાં લેખનકળાનું શિક્ષણ કેવી રીતે અપાતું તેનું વર્ણન એમણે નીચે પ્રમાણે આપ્યું છેઃ—

"છોકરાઓ નીચા મેજો આગળ તકીયા પર વળી ૪૭ અક્ષરના દરેક, એવા બે જાપાની વર્ણક્રમો ભણવાની શરૂઆત કરતા. ચીનાઈ સાહીમાં પીંછી બોળી, હજી જોવામાં આવે છે તેમ, તેઓ એ અક્ષરો કાગળ પર લખતા, ને કાગળ ભીનો થાય તો એનો એજ પાછો સૂકવીને કામમાં લેતા. આમ કરવામાં સારી પેઠે સાહી છોકરાઓના મ્હોં ને હાથ પર લાગતી ને તેથી તે હબસી જેવા કાળા જણાતા. અક્ષર ઘણી વાર ઘુંટાયા પછી સાફ કાગળ પર ફરી બરાબર લખાતા ને શિક્ષકને બતાવવામાં આવતા. સુધારો કરવાનો હોય, તો શિક્ષક લાલ સાહીથી કરતો, ને તેની જરૂર ન હોય તો છોકરો નવો અક્ષર લખવાનો શરૂ કરતો. જાપાની અક્ષરો તૈયાર થયા પછી માણસના નામના, જગ્યાના નામના, ને વેપારમાં ખપના સોએક ચીનની ભાષાના અક્ષરો શિખવાતા. કેટલીક વખત લેખનકળામાં છોકરાંઓની સ્પર્ધા રાખવામાં આવતી, ને

જેના અક્ષર સૌથી સુન્દર હોય તેના, ટેન્‌જીન દેવને અર્પણ કરવામાં આવતા.”

ટોકિયોની પહેલી યુનિવર્સિટીનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

“શરૂઆતની યુનિવર્સિટિનાં મકાનો કાચની બારીવાળાં હારબંધ ઝુંપડાંઓ હતાં. અંદર ઉઘાડા પગવાળા, ચંદન લગાવી, વાળની શિખા ઉંચી બાંધી બે તરવાર સાથે છોકરાઓ બેસતા. તેઓ કંઈ ઘાઘરા જેવું ખુલતું વસ્ત્ર નીચેના ભાગમાં પહેરતા, ને સ્લેટ ને સાહીના ખડીઆઓ કમ્મરે લટકાવતા.”

પ્રાથમિક કેળવણીના પ્રકરણમાં જાપાની છોકરી વિષે લખતાં ધી ઑનરેબલ મી. શાર્પ કહે છેઃ—

“જાપાની છોકરીનું મુખ્ય કામ પોતાના વાંસા પર છોકરૂં રાખવાનું ગણાતું હોવાથી, તેને પણ નિશાળે સાથે લાવવાની રજા આપવામાં આવે છે. કેટલીક વખતે એવી છોકરીઓને માટે ખાસ ઓરડા નીમવામાં આવે છે, ને કેટલીક વખતે બીજી છોકરીઓ સાથે તેમને બેસવા દેવામાં આવે છે ને છોકરૂં જો ચીડાઈ જાય તો તેને બહાર લઈ જઈ શાન્ત પાડવામાં આવે છે. છોકરાંઓ સુદ્ધાં પીઠ પર છોકરાંઓ સાથે નિશાળે આવે છે.”

સાસુ વહુની લડાઈ વિષે ધી ઑનરેબલ મી. શાર્પ કહે છેઃ—

“એ બૌદ્ધ ફિરસ્તો (ફિરસ્તાના ઉચ્ચ આદર્શ પ્રમાણે જીવન ગાળતી જાપાની સ્ત્રી) જ્યારે સાસુની પદવી ધારણ કરતો ત્યારે ઘણી વાર એક નાના ફિરસ્તાની (પુત્રવધુની) જિંદગી દુઃખિત કરવા ઉત્સુક થતો! કારણ હિંદમાં છે તેમ જાપાનમાં પણ ઘણાં ઘરોમાં સાસુ એક શાપ સમાન થઈ

પડી છે, અને આ દુગ્ધામાંથી મુક્ત એવી પરદેશી સાથે પરણેલી જાપાની સ્ત્રીની એની ભગિનીઓ ઈર્ષ્યા કરે છે, દેશની બીજી સ્ત્રીઓને અદેખાઈ આવે છે."

હાલની નારીપ્રતિષ્ઠા વિષે નીચેનો ફકરો ટાંકવા જેવો છેઃ—

"સ્ત્રીની પ્રતિષ્ઠાનો આધાર કેટલેક અંશે જેવાં કપડાં એ પહેરે છે તેના પર રહે છે. જો એ જાપાની પોષાકમાં હોય છે તો એ એના ધણીની પાછળ ચાલે છે અને એની નોકર જેવી ગણાય છે, પણ જો યુરોપીઅન કપડાં પહેરેલાં હોય તો એ પહેલી જાય છે."

ત્યાર પછી બીજે પાને હિન્દુસ્તાનના છોકરાઓ વિષે નીચેનું વાક્ય નજરે પડે છેઃ—

"હિંદુસ્થાનમાં ઘણા છોકરાઓના મનમાં પતિ કે પિતા થવાની ચિંતા વિઘ્નકારી થઈ પડે છે અથવા તો તેમની કારકીર્દી બગાડે છે, તે બધાંથી, સાધારણ રીતે જાપાની છોકરાઓ મુક્ત હોય છે."

અધમ વર્ગના લોકો વિષે નીચેનો પૅરેગ્રાફ ટાંકવા જેવો છેઃ—

"એટા, હિનિન વગેરે નામોથી પહેલાં ઓળખાતા જાપાની વર્ગો હિંદુસ્થાનના પહેરીઆ ને બીજા જ્ઞાતિ બહારના વર્ગોને મળતા આવે છે. જમીનદારી વર્ગ પ્રાધાન્ય ભોગવતો હતો તે વખતે એટા લોકો, ગુન્હેગારોને પીડવાના, તેમનો વધ કરવાના, ને તેમની શ્મશાનવિધિના કામમાં પોલીસને મદદ કરતા; તેઓ જાનવરોને મારતા, તેમનાં ચામડાં ઉતારતા, ને બીજા જાત–જાતના ધંધા કરતા. પણ તેમનામાંનો મોટો ભાગ ચામડાં ને પીછાં તૈયાર કરવાના કામથી

પોતાનું પૂરૂં કરતો. એટલે જિંદગી લેવાના કામ સાથે તેઓને ગાઢ સમ્બન્ધ હતો, અને બૌદ્ધ લાગણીવાળાઓને તેમને વિષે ખાસ કમકમાટ રહેતો એ સ્વાભાવિક લાગે છે. કેટલાકનું માનવું એવું છે કે આનું કારણ ઘણો વખત પહેલાં કરેલું ને ભૂલી જવાયલું તેમણે કરેલું રાજ્યને નુકસાન હોવું જોઈએ; ને કેટલાક વળી એમ માને છે કે એટા લોકો તે,–૧૬મા સૈકામાં જાપાનમાં આણવામાં આવેલા કોરીઆના બંદીવાનોના વારસો હોવા જોઈએ. સત્ય એ છે કે એ વર્ગની, એ નામની, ને એમની તરફના તિરસ્કારની ઉત્પત્તિ વિષે હાલમાં જાપાનીઓ તદ્દન અજ્ઞાનમાં છે. પણ હિનિનનો અર્થ "માણસ નહિ–તે" એમ થાય છે અને પડતર જમીન પર કે રસ્તાની બાજુ પર ઝુંપડીઓમાં પડી રહેનાર, ને ચારણવિદ્યા, વેશ્યાવૃત્તિ, ને ભીખ માંગવાના ધંધાથી પેટ ભરનાર, ન્યાયના રક્ષણ બહારના અધમમાં અધમ વર્ગને એ નામ લાગુ પાડવામાં આવતું હતું. એવા લોકોને મારવા. તે ખૂન નહોતું ગણાતું. ઘોડાઓને માટે જુદા રાખવામાં આવેલા ખાબોચિયામાં તેઓ નહાતા, અને તેઓ ઢોરોમાં લેખાતા. પણ એટા લોકો ગામને છેડે આવેલા પોતાના જુદા વાસમાં રહેતા, ને પ્રજાના બીજા વર્ગ, નીતિ તેમજ શરીરને પણ દૂષક ગણી, તેમનાં મકાનોથી દૂર રહેતા. એમ કહેવાય છે કે કૂતરાઓ પણ એમનાથી જુદા રહેવાની મર્યાદા ઓળંગતા નહિ એ લોકોના પોતાના જુદા કાયદાઓ, ને મુખીઓ હતા, અને તેઓ બીજા લોકો સાથે ખાઈ, પી, કે રાંધી શકતા નહિ કે મોચીના ઘર સિવાય બીજા કોઈ સાધારણ માણસના ઘરમાં પેસી શકતા નહિ.

જે જગા પર એટા ઉભો રહ્યો હોય તેને શુદ્ધ કરવા ત્યાં મીઠું વેરવામાં આવતું; અને ઢોરો સિવાયનાં બીજાં પ્રાણીઓના વસ્તીપત્રકમાં તેમની ગણતરી કરવામાં નહોતી આવતી. વસ્તુતઃ તેમના અસ્તિત્વનોજ બને ત્યાંસુધી સ્વીકાર કરવામાં નહોતો આવતો."

અન્તે એ વર્ગને કેળવણી આપવાની જરૂર જણાઈ, અને જેવી એ કેળવણી આપવાની જરૂર જણાઈ કે તેની સાથે કેળવણી આપવાનું કામ શરૂ પણ થયું.

"પછાત પડતાં વર્ગોની કેળવણીનું કામ ત્યાં પણ હિંદુસ્થાનની ઢબ પર ચાલે છે; ફેર માત્ર એટલો જ છે કે ત્યાં કામ વધારે જલદી થાય છે."

પણ પુસ્તકનો ખરો આનન્દ મેળવવાને તો આખું પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી જવાનીજ આવશ્યકતા છે. એ પુસ્તકથી જાપાનની ઉન્નતિનાં મુખ્ય કારણો કંઈક ગર્ભિત રીતે તો કંઈક સ્પષ્ટ રીતે સૂચવાય છે તેના ઉપર મનન કરીને પોતપોતાના વિચાર બાંધવા એ દરેક દેશહિતૈષીનું કર્તવ્ય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ જે અગત્યનું પુસ્તક પ્રસિદ્ધ કીધું છે તેને માટે આપણે તેને અભિનન્દન આપીશું, અને એ સોસાઇટી એવાં જ, બલ્કે એથી પણ વિશેષ ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરીને ગુજરાતના લોકોની સેવા બજાવતી રહેશે એવી આપણે ઉમેદ રાખીશું.

(વસન્ત, માર્ગશીર્ષ, સં. ૧૯૬૭)

એક ધનવાન પિતાના પુત્ર તરીકે, એક નામચીન કુટુમ્બના નબીરા તરીકે, ભાઈ રતનલાલ ખાંડવાળા જેટલા જાણીતા છે, તેટલા જ બલ્કે તેથી પણ વધારે, એમની સેવાભાવના તથા દેશદાઝને માટે એઓ સુપ્રસિદ્ધ છે. જેઓ એમના વિશેષ પરિચયમાં આવ્યા છે, તેઓને એમનો મિલનસાર સ્વભાવ, એમની કાર્યદક્ષતા એમની કલારસિકતા, એમની સંયોજનાશક્તિ એ સર્વની વારંવાર પ્રતીતિ થતી રહી છે. સુરતના સાહિત્ય મંડળની વ્યવસ્થાપક સમિતિના તેઓ સભ્ય છે. મારા મિત્ર છે. 'લોકવાણી' સાપ્તાહિકનાં 'વ્યાપારી આંદોલન' હું ઘણી વખત વાંચતો. એ શીર્ષક હેઠળ આવતા વ્યાપારને લગતા સમાચારને માટે મારી

જિજ્ઞાસા એટલી બધી તીવ્ર નહોતી, પણ એના આરંભમાં જે વિચારો રજુ કરવામાં આવતા, તેમાં મને ખાસ આકર્ષણ લાગતું. આ પુસ્તકમાં સંગ્રહાયલા કેટલાક લેખો મેં અગાઉ વાંચેલા—અને ઘણા રસથી વાંચેલા મને ચોક્કસ સાંભરે છે. તે વખતે એ લેખ ભાઈ રતનલાલના છે એમ હું જાણતો નહોતો, એટલે એ લેખો તરફનો મારો પક્ષપાત લેખક પ્રત્યેના વ્યક્તિગત સ્નેહને લીધે નહોતો ઉદ્ભવ્યો, પણ એ લેખોના અન્તર્ગત ગુણને લીધે જ ઉદ્ભવ્યો હતો એમ હું ચોક્કસ કહી શકું છું. એ લેખોને પુસ્તકરૂપે સંગ્રહીને ભાઈ રતનલાલે ઉપયોગી વાચનસામગ્રી સુલભ કરી આપી છે, તેને માટે હું એમને અભિનન્દન આપું છું.

દેશહિતની ભાવનાથી પ્રેરાઇને લેખકે કરેલાં 'મનન' ઘણા વિશાળ ક્ષેત્ર ઉપર ફરી વળે છે. 'હુંડિયામણની આંટીઘુંટી', 'ઓટાવા કરાર ને હિંદ', 'સફળ વ્યાપારની ચાવી', 'હિંદ અને જાપાનના વ્યાપારી કરાર', 'આપણો ખાંડનો ઉદ્યોગ', 'આપણો સીમેન્ટનો ઉદ્યોગ' એ વિષયોથી માંડીને 'ભીખારીઓનો પ્રશ્ન', 'હિંદનો લશ્કરી બોજો', 'કોમી પ્રશ્ન', 'દેવસ્થાનોની મિલ્કત–અંકુશની જરૂર', 'આપણી શાળાઓનાં મકાનો', 'સાંઢોના દાનનો મહિમા', 'યંત્રવાદ કે ગ્રામ-ઉદ્યોગ', 'ગૂજરાત યુનિવર્સિટી', 'અવિભક્ત કુટુંબ–પદ્ધતિ અને સ્રીઓ', 'મેટ્રિકની કત્લેઆમ': આવા અનેક વિષયો ઉપર દેશદાઝથી બળતા હૃદયમાંથી સોંસરાં નીકળી આવેલાં એમનાં 'મન્તવ્યો' એકત્રિત થયેલાં અહીં આપણે જોઇએ છીએ. એ માત્ર લાગણીના ઊભરા

નથી, જે ક્ષણવાર દેખાય અને વળી પાછા શમી જાય. એ 'મનન અને મન્તવ્યો' છે. દેશોન્નતિની ભાવનામાંથી એનો ઉદ્દ્ભવ થયો છે. દેશહિતને વિરોધી તત્ત્વ અજાણ્યું એમાં ઘુસી જવા પામ્યું છે એવી પ્રતીતિ જ્યાં સુધી થાય નહીં, ત્યાં સુધી લેખકનાં 'મનન અને મન્તવ્યો' તરીકે એ રહેશે જ રહેશે. લેખકે એનું નામકરણ બહુ વિચારપૂર્વક કર્યું જણાય છે.

એ 'મનન અને મન્તવ્યો'માં લેખકે બહુધા એવી પદ્ધતિ સ્વીકારી છે કે, પ્રથમ આંકડાઓ વગેરે આપીને અથવા ઇતર પ્રકારની માહિતી રજુ કરીને, વસ્તુસ્વરૂપ યથાર્થ રીતે સમજાવ્યું છે; ત્યાર પછી તેમાંથી ઉદ્દ્ભવતા પ્રશ્નો સ્ફુટ પ્રકારે આગળ ધર્યા છે અને છેવટે એ પ્રશ્નોના ઉકેલને માટે કેટલાક વ્યવહારૂ માર્ગ બતાવ્યા છે. આ છેલ્લો પ્રકાર લેખકની કાર્યસિદ્ધિ માટેની જે કુદરતી તમન્ના છે, તેનું જ સીધું પરિણામ છે અને એમના દરેક લેખને એ પ્રકારથી અમુક જાતની વિશિષ્ટતા પ્રાપ્ત થાય છે. 'મેટ્રિકની કત્લેઆમ'ના લેખમાં, આવેલા કડક પરિણામના સમ્બન્ધમાં 'વિદ્યાર્થી આલમ'નું શું માનવું છે, અને 'સેનેટના મુખ્ય સંચાલકો'નું શું માનવું છે, એ જણાવીને લેખક બન્ને મન્તવ્યોની સ્વતંત્રપણે તપાસ ચલાવી, પોતાનો અભિપ્રાય દર્શાવે છે; ત્યાર પછી વિદ્યાર્થીઓની રજુ કરેલી માંગણીઓ ક્રમવાર સમજાવી, તેને વ્યાવહારિકતાના દૃષ્ટિબિન્દુથી તપાસે છે અને છેવટે વિદ્યાર્થીઓએ શી માંગણી કરવી જોઈએ તે ક્રમવાર વાચક સમક્ષ રજુ કરે છે. 'ભીખારીઓનો

પ્રશ્ન' એ લેખમાં પણ 'આ ભીખારીવૃત્તિ અટકાવવાનો કોઈ ઉપાય છે ખરો ?' એ પ્રશ્ન ઉઠાવી ભીખારીઓને એ પાંચ વર્ગમાં વહેંચી નાંખે છે અને પછી એ 'કોયડાના ઉકેલ' તરીકે અમુક સંસ્થાઓ ઊભી કરવાની હિમાયત કરે છે. આ જ પ્રકાર પુસ્તકમાં લગભગ સર્વત્ર આપણા જોવામાં આવે છે.

'બેકાર-મંડળ'ના પ્રારંભમાં લેખક કહે છેઃ—

"કોઈ દર્દી પોતાના દર્દ માટે ઉપચાર કર્યા સિવાય, કેવળ દર્દથી પીડાઈ બુમો પાડ્યા કરે તો તેથી કંઈ દર્દનું નિવારણ થતું નથી. આજે આ દેશ સમક્ષ અનેક અણઉકલ્યા પ્રશ્નો પડ્યા છે. એક દિવસ એ બધાનો ઉકેલ કર્યે જ છૂટકો છે. અનેક વિદ્વાન્ લેખકો અને વક્તાઓ એ પ્રશ્નો પ્રજા સમક્ષ વારંવાર રજુ કર્યા કરે છે, છતાં એ પ્રશ્નોમાંથી ઘણા ઓછાનો ઉકેલ આજ સુધીમાં થઈ શક્યો છે, કારણ કે એ લોકોએ જુદા જુદા પ્રશ્નો બહુ વિદ્વત્તાથી પ્રજા સમક્ષ રજુ કર્યા છે છતાં, તેઓમાંના ઘણા મોટા ભાગના "તેનો ઉકેલ શી રીતે થાય" તે સંબંધી પોતાના સ્પષ્ટ વિચારો મૂકતા નથી."

લેખક જાતે એ ભૂલમાંથી સદંતર ઉગરવાને માટે સતત પ્રયત્નશીલ રહ્યા જણાય છે, અને દરેક પ્રશ્નના સમ્બધમાં 'એનો ઉકેલ શી રીતે થાય', એ બતાવવાને એમણે ખાસ કાળજી રાખી છે. એમનાં સૂચનો નવાં છે.

એ એમના પોતાના મનનવ્યાપારનાં પરિણામ રૂપે છે. એ સૂચનો અમલમાં આપણે ન મૂકીએ, એમાંનાં કોઈ અમલમાં મૂકવા જેવાં પણ કદાચ કોઈને ન લાગે, છતાં એ એમની કુદરતી વ્યવહારબુદ્ધિથી વિચારાયલાં છે અને દેશહિતની ઉજ્જ્વળ ભાવનાથી પ્રેરાયલાં છે. એ તત્ત્વ ખરેખર નવીન છે, અપૂર્વ છે, અને તેથી તે સવિશેષ આપણું લક્ષ ખેંચે છે.

પરંતુ આ તત્ત્વ નવીન છે માટે તે જ વિશેષ આકર્ષક છે, એમ આ પુસ્તકના સમ્બન્ધમાં આપણે કહી શકીએ એમ નથી. રેંટિયાનાં ગુણગાન, સ્વદેશીની હિમાયત, લશ્કરી બોજો હદ બહારનો હોવા માટેનો પોકાર, કોમી વિરોધ શમાવવાની આવશ્યકતા, મીઠાં વગેરે ઉપરના કર નાબુદ થવાની જરૂર, ટપાલના દરમાં ઘટાડો થવાની અપેક્ષા, ગ્રામઉદ્યોગોની ખીલવણી, આવા અનેક વિષયો જૂના છે. લેખકના કરતાં વિશેષ મહાન્ વ્યક્તિઓએ એ વિષે ઘણું કહ્યું છે, છતાં આ પુસ્તકદ્વારા પ્રકટ થતાં એ વિષયોને લગતાં લેખકનાં મન્તવ્યો ઓછાં આકર્ષક કે ઓછાં મહત્ત્વનાં નથી. કારણ કે જૂનાં હોવા છતાં પણ એ નવાં છે; લેખકના પોતાના મનનને પરિણામે એ રજુ થયાં હોવાથી એ મનોહર બન્યાં છે. એ આપણા ચિત્તને આકર્ષે છે. એમાં માત્ર અન્યના વિચારોનો પડઘો નથી. લેખકના દેશપ્રેમી સાચા હૃદયનો રણકો આપણને એમાં સ્પષ્ટ સંભળાય છે.

લેખકની ભાષા સાદી, સરળ, શિષ્ટ અને સંસ્કારી છે. આડંબરનો એમાં લેશ પણ નથી. લેખકના હૃદયમાંથી જે

વચનો નીકળે છે તે વાચકના હૃદયમાં સહેલાઇથી પ્રવેશ પામે એવું સામર્થ્ય એમાં હું જોઉં છું.

વાર્તા સિવાય બીજાં પુસ્તકો વાંચવાં જેમને ગમતાંજ નથી, તેઓ પણ આ પુસ્તક વાંચવાનો પ્રયત્ન કરશે તો તેમાં નિષ્ફળ નહીં જાય એવી મને ઉમેદ છે. એ પુસ્તકમાંથી વાંચનારને ઉપયોગી માહિતી મળશે, નવા વિચારો સૂઝશે, નવી ભાવનાઓ પ્રકટશે, દેશભક્તિના નવા અંકુર તેમના હૃદયમાં ફૂટશે.

આ પુસ્તકનો બહોળો પ્રચાર થાય એમ હું અંતઃકરણથી ઇચ્છું છું.

('મનન અને મન્તવ્યો'ના આમુખ તરીકે, સં. ૧૯૯૨)

પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળની કાવ્યપ્રસાદીનું આ રળીઆમણું પુસ્તક શ્રીમતી લીલાવતી મુનશીના નગીનચંદ હૉલમાં આપેલા ભાષણ વખતે પ્રથમ પ્રકાશનમાં આવ્યું. એ પુસ્તકની બે નકલો અમારા હાથમાં મૂકાઈ. અમે એની શોભા નિરખી આનન્દ પામ્યા અને પછી એ આનન્દ વિરમ્યો. કેટલાક દિવસોનો ટમટમાટ ભોગવ્યા બાદ એ પુસ્તક ખરેખરૂં અમને પ્રાપ્ત થતાં તે વાંચવાનો લાભ અમને મળ્યો. પ્રો. દૂરકાળે જ્યારથી

"સૂર્યપુરીને આંગણે તપ માંડયાં ગંભીર."

ત્યારથી એ ધર્મનિષ્ઠ આત્મા સાથેનો અમારો પુરાણો પરિચય તાજો થયો અને અમે ગાઢા સમ્બન્ધમાં આવ્યા.

એ આત્માનો કાવ્યકૃતિઓ દ્વારા આવિર્ભાવ થતાં જે તલસાટ અમે અનુભવીએ તે સહેલાઇથી સમજી શકાય તેવો છે. આથી એ પુસ્તક અમારા હાથમાં આવ્યા પછી ઘણા થોડા સમયમાં અમે એની કાવ્યકૃતિઓ સહર્ષ વાંચી, પણ એના અવલોકનકાર તરીકેની ઝીણવટ વાપરવાનો પ્રસંગ અમને તે વખતે પ્રાપ્ત થયો નહોતો. આજે એ અવલોકનનું કાર્ય હાથમાં લેતાં પ્રથમ અમે પ્રો. દ્દરકાળને અભિનન્દન આપીએ છિયે. "થોડાંક છુટ્ટાં ફૂલ"ની સૌરભ હજી તાજીજ છે એટલામાં આ 'ઝરણાં' આપણને પ્રાપ્ત થયાં એ પરમ આહ્લાદનું કારણ છે. 'ઝરણાં, ટાઢાં ને ઊન્હાં' એ નામ કેટલાકને નથી રુચતું, પણ એ નામ કરતાં પણ ઢકારની નીચેનું ટપકું અમને વધારે ખૂંચે છે. આખા કાવ્યસંગ્રહમાંથી 'સંદેશ' એ કાવ્ય તરફ અમારૂં ખાસ લક્ષ ગયું, કારણ કે જે પુરાતનતાનો પ્રેમ એમના જીવનનો પ્રધાન સૂર બની રહ્યો છે તે આપણે એ કાવ્યમાં સાંભળીએ છિયે:—

"તમે દીઠાં રઘુવરનાં પૃથુનાં રાજ્યનો સૌભાગ્ય,
નહિ રૂચે કલિયુગનાં કુટિલ નીતિ ભર્યાં આ રાજ્ય.
નૃપો એવા, પ્રજા એવી પુરાતન શ્રેષ્ઠ આદર્શો,
સ્વકર્મે હીન ના થાશો વિજય એમાં સદા થાશે.

. . . . . . . . . . . . . .

પુરાતન શિષ્ટને વંદો, પુરાતન શાસ્ત્રને વંદો,
પુરાતન રીતિને વંદો, ઉદય કલ્યાણ એમાં છે.
મોહિનીમાં ફસાશો ના, અવિદ્યાએ લોભાશો ના,
અધર્મેથી વવાશો ના, સનાતન તે તમારૂં છે."

કાવ્યસંગ્રહ એમણે એમનાં સ્વર્ગસ્થ પત્નીને અર્પણ કર્યો છે. એ રીતિ કદાચ પુરાતન ન પણ હોય છતાં અમને તે અતિ આવકારયોગ્ય લાગે છે; અને 'અર્પણ'ની નીચલી પંક્તિઓ અમને ઘણી હૃદયદ્રાવક જણાઈ છેઃ

"કહો, દેવી! બીજા કોને વારિ આ મીઠડાં દઉં?
દઉં એ સ્નેહના ચિહ્નને તમારા સ્મૃતિ-સૂરને."

સંગ્રહમાં પ્રથમ સ્થાન સ્વાભાવિક રીતે 'દેવગાન'ને અપાયું છે. એ વિભાગમાં 'ભારતીસ્તોત્ર', 'ગણેશસ્તોત્ર' અને 'ઘેલા રામનાથને' એ ત્રણ કાવ્યો છે, તેમાંનું 'ગણેશસ્તોત્ર' સંસ્કૃત ઉપરથી લખાયલું છે. એ કાવ્યમાંથી અનુપ્રાસ જ્યાં જળવાયો છે એવી પંક્તિઓ અમારા કર્ણને વિશેષ પ્રિય લાગે છે. પણ 'ઘેલા રામનાથને' એ તાજેતરજ લખાયલું કાવ્ય કવિજીવનના કંઈ કંઈ ભૂતકાળનાં સ્મરણોને તાજાં કરતું હોવાથી હૃદય પર ઊંડી અસર કરે છે.

"શું સુન્દર સિદ્ધિભર્યો તનય નયનઅભિરામ;
તેનું કોમળ મુખ ગયે ઉર પામે ન વિરામ!"

એ પંક્તિઓ વાંચતાં 'ગણપતિ દાદા'નું નહીં પણ એક બીજુંજ કોમળ મુખ અમારાં નયન આગળ પ્રકટ થાય છે અને અમારા હૃદયને પીગળાવે છે.

ત્યાર પછી 'સૃષ્ટિગીત', 'શૃંગાર-કાવ્ય', 'સ્વદેશગીત', 'પ્રકીર્ણકાવ્ય', 'ખ્યાતિ-કાવ્ય' અને 'સ્નેહ-સરિતા' એ પ્રમાણે વિભાગ છે. સ્થળસંકોચને લીધે એ દરેક વિભાગનાં કાવ્ય વિષે અમે ચર્ચામાં નથી ઊતરી શકતા.

"જીવનો પ્રેરવાં કે શું, તમારે વ્રતને મિષે;"

એવી કેટલીક પંક્તિઓમાં ભાવને ગ્રહણ કરાવવાનું વાણીનું જોર અમને શિથિલ જણાયું છે;

"ઊર્મિઓ સિન્ધુની ઘેરી, તમારાં મન ક્યાં લસે ?"

એવી કેટલીક પંક્તિઓ અમે સમજી શક્યા નથી.

"પછી કેશિધ્વજે કાળું ઓઢિયું મૃગચર્મ જે,
રથે બેઠો, લીધા દર્ભો સુલેહના શણગાર એ."

અહીં 'મૃગચર્મ' અને 'દર્ભો'ની સાથે સાથે 'સુલેહ' શબ્દ શોભતો નથી અને આર્યોના ટોળામાં અનાર્ય ઘુસી ગયો હોય એવો લાગે છે; એના ટાંટિયા ભાંગીને સન્તોષ ન માનતાં એને બાતલજ કર્યો હોત તો ઠીક એમ અમને લાગે છે;

"કહી આજ લઈયે 'જય જય', ભૂર્સો સ્નેહમંત્રો નાંખિયે;"

એવી પંક્તિઓ કેવી રીતે વાંચવી એ વિચારે અમે ગુંચવાઈએ છિયે;

"કહ્યો યોગ સમાધિનો બ્રહ્મવિદ્યા તથા પરા"

એ પંક્તિ વાંચતાં 'પરાવિદ્યા' ને 'બ્રહ્મવિદ્યા' તે જૂદી, કે પરા બ્રહ્મવિદ્યા એમ લેવું એ પ્રશ્ન અમને મુંઝવણમાં નાંખે છે, પણ એવી એવી શંકાઓનાં સમાધાન શોધવાનો આ પ્રસંગ ન હોવાથી આ કાવ્યસંગ્રહની એકંદર અમારા હૃદય ઉપર જે અસર થઈ તે નોંધીને અમે બસ કરીશું. શ્રીમદ્ ભાગવતમાંથી લેવાયલી 'રાજવી રંતિદેવ'ની વાર્તા, અને વિષ્ણુપુરાણમાંથી લેવાયલી 'ખાંડિકય અને કેશિધ્વજ'ની વાર્તા એની સરળતા અને અસ્ખલિત પ્રવાહને લીધે તેટલીજ એના ભવ્ય આદર્શને લીધે ખાસ આકર્ષક લાગે

એવી છે. પણ કવિનો ખરેખરો આત્મા, એની ઊંડી લાગણીઓ, અને એ લાગણીઓ પર ધર્મબળ તથા અડગ પ્રભુશ્રદ્ધાને લીધે મેળવેલો કાબુ એ સર્વનું અનેક નિર્મળ અને મૃદુ ભાવો જગાડનારૂં દર્શન આપણને એમની 'સ્નેહસરિતા'માંજ થાય છે. અનેક કરુણ ચિત્રો પ્રકટ કરનારા એ કાવ્યસંગ્રહના છેવટના ભાગમાં કવિ પ્રભુને કહે છેઃ

> "ત્હારી ઇચ્છા બનો મ્હારી, ત્હારી લીલા મ્હને ગમો,
> અનુસ્યૂત તુંમાં થાતી વૃત્તિઓ તુજમાં રમો."

પ્રભુની કસોટીએ ચઢેલા અને અસામાન્ય ધીરજ તથા અવિચળ શ્રદ્ધા વડે એ કસોટીમાં ટકી રહેલા કવિહૃદયના આ ઉદ્‌ગારો રજુ કરીને તથા પુસ્તકના આરંભમાં છપાયલા 'કવિ અને કવિતા' નામના વિસ્તૃત નિબંધથી પુસ્તક વિશેષ દળદાર અને આકર્ષક બન્યું છે એટલુંજ જણાવીને અમે વિરમીએ છિયે.

(સુરતનું કૉલેજ મૅગેઝીન, ઇ. સ. ૧૯૨૯)

પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.નું આ પુસ્તક લાંબો વખત થયાં અનવલોકિત રહેલું હોવાથી તેના સમ્બન્ધી કંઈક લખવાની અમે આજે હિંમત કરીએ છિયે. અમારા એ મિત્રનું નામ સાહિત્યના ક્ષેત્રમાં સારી રીતે જાણીતું થયેલું છે. ખાસ કરીને એમના નાના નાના નિબંધોની શબ્દાડંબરથી મુક્ત અને રમતિયાળ શૈલી ગુજરાતની જનતાને ઘણી આકર્ષક થઈ પડી છે. વાણીનો વિલાસ એઓ ઠીક કરી જાણે છે. એમના આ નવા પુસ્તકમાં એ જ સરળ અને મનોરંજક શૈલી એમણે વાપરી છે, તેથી પુસ્તક વાંચી શકાય એવું બન્યું છે. એ પુસ્તકમાં આર્ય સંસ્કૃતિ તથા સનાતન ધર્મના ગૌરવ વિષેના એમના વિચારો એમણે ઠીક રજુ કર્યા છે.

એ વિચારોમાં બહુધા અમે એમની સાથે સંમત છિયે; પરન્તુ એ ઉપરાંત રાજકીય તેમજ સામાજિક પ્રકરણમાં તદ્દન ચોંકાવનારા અને ચાલતી પ્રણાલિકાથી અત્યન્ત દૂર જતા વિચારો પણ આ પુસ્તકમાં એમણે એટલા બધા પ્રમાણમાં દાખલ કર્યા છે અને બુદ્ધિને ગ્રાહ્ય ન થાય એવી સંરક્ષક વૃત્તિ એટલા પ્રચંડ સ્વરૂપમાં વ્યક્ત કરી છે કે એ વિચારોને ગુજરાત અપનાવી લે અથવા એ સંરક્ષક વૃત્તિને ગુજરાત માન્ય ગણે એ આશા રાખવી જરૂર વધારે પડતી ગણાય. એ બાબતમાં એમણે પુષ્કળ વાંચ્યું અને વિચાર્યું હશે, જે વિચારો એમણે રજુ કર્યાં છે તે નકલી નહીં પણ એમના પોતાના અન્તરમાં સ્ફુરેલા હશે, સ્વતંત્ર વિચારક તરીકેની એમની પ્રતિષ્ઠા સ્થાપવામાં એમનાં વચનો સફળ થતાં હશે, પણ માત્ર તેટલા પરથી તે સર્વગ્રાહ્ય તો ન જ થઈ શકે.

એમના પુસ્તકનું નામકરણ કરવામાં એમણે ખુબી વાપરી છે. 'સ્વરાજ્ય' શબ્દ એમણે પહેલો મૂક્યો છે. હાલની પ્રજાકીય જાગૃતિને પરિણામે એ શબ્દની આકર્ષકતા ઘણી વધી પડી છે, એ વાત પ્રો. દૂરકાળના ધ્યાન બહાર ન રહી હોય તો તેમાં નવાઈ જેવું નથી. પણ એમના હૃદયનો સાચો તલસાટ તો આપણે અને આપણા દેશનેતાઓ 'સ્વરાજ' શબ્દથી જે કંઈ સમજે છે તેને માટે નહીં, પણ આર્ય સંસ્કૃતિ અને તેનું સંરક્ષણ એ માટે છે. "આપણી સંસ્કૃતિ સુરક્ષિત રહે એવું સ્વરાજ્ય એ આપણું ધ્યેય."

એ ધ્યેયના સામું વાંધો કાઢવા જેવું ન હોય, પણ એ ધ્યેયની સિદ્ધિને અર્થે કેવા પ્રકારનું સ્વરાજ્ય એમનું મનવાંછિત છે તે પણ એમણે વિસ્તારથી જણાવ્યું છે. એ વિચારો કંઈક તાજુબી ઉત્પન્ન કરે એવા છે. એમને અન્યાય ન થાય એ માટે એમના વિચારો અમે એમના જ શબ્દોમાં રજુ કરીશું :

"આપણે નવી કેળવણીની ભુલભુલામણીમાં અટવાઈને જે ઊંધા સિદ્ધાન્તોને વળગી પડ્યા છિયે, તેને ઉંચકીને નીચે પછાડવા જોઈએ અને જે આપણા જુના જબરજસ્ત સિદ્ધાન્તો છે, તેને ડંકો વગાડીને આગળ વધારવા જોઈએ."

ગાંધીજી વિષેનો એમનો મત નીચે પ્રમાણે છે:

"ગાંધીજી જેવા આપણી સંસ્કૃતિના પૂજક રાજનીતિજ્ઞોમાં મને શ્રદ્ધા છે. તથાપિ તેમણે ઉભા કરેલા હોય, તોપણ જવાહીરલાલજી જેવા રશિયાના પૂજકોમાં નથી. ગાંધીજી મનુસ્મૃતિ સંબંધે કે અંત્યજાદિના પ્રશ્ન સંબંધે અતેડાં કરી ગયા છે ખરા પણ અત્યારે આપણે એને નભાવી લઈયે. એ બાબત સંબંધે ધીરે ધીરે જોઈ લેવાશે. પણ સમગ્ર જીવન પ્રત્યેનું ધર્મમય દૃષ્ટિબિન્દુ એમનું છે; એમને ટેકો કરનારા બધાનું નથી."

આપણા હિન્દુ નેતાઓ વિષે એઓ કહે છે:—

"હિન્દુઓમાં તો ઘણાખરા નેતાઓ જ એવા છે કે જેમણે પોતાનાં રીત, રીવાજો, 'ધરમ કરમ' બધાને સાહેબજી કરી દીધું છે અને પોતાના ઘરમાંથી શ્રીફળ

આપીને એ બધાંને વિદાય કરી દીધાં છે. હિન્દુ નામ રાખી રહ્યા છે એટલી એમની મહેરબાની, એટલે એ લોકો કેવું સ્વરાજ્ય ઉભું કરશે એ સંબંધે પણ ઘણા લોકોના મનમાં તો ગુંચવણ જ છે."

જે નેતાઓ કાયદાઓમાં સુધારા દાખલ કરાવવાનું 'ધાંધળ' કરે છે તેને લેખકે નીચલાં વચનોથી વધાવ્યા છેઃ-

"આપણે તો ભણ્યાગણ્યા ને ડાહ્યાડમરા થયા એટલે હિન્દુ ધર્મમાં આ ભૂલ ને તે ભૂલ એમ ભૂલો કાઢવા બેસીએ અને રા. જયકર સાહેબની પેઠે આપણી સંસ્કૃતિમાંથી પોરા કાઢી કાયદાઓમાં સુધારા કરાવવા જઈયે. એટલે આપણું લુલાં પાંગળાં વાજાંને ગમે એટલી ચાવી ચઢાવો તોયે ક્યાં સુધી પહોંચે ?"

એવા સુધારાઓ નહીં પણ "આપણા પોતાના હજારો વર્ષથી ચાલતા આવેલા" કાયદાઓ જ એમને 'મુબારક' છે.

પ્રજાતંત્ર એમને પસંદ નથી. "હિન્દુસ્થાનમાં પ્રજાસત્તાવાદ, સામ્યવાદ ઇત્યાદિ નવાં પાખંડો આપણે ન જોઈયે." "આપણી ભારતની સ્વકીય મર્યાદા પ્રમાણે આપણા સ્વરાજ્યમાં રાજા જ જોઈયે." "તમારે જો અમને સ્વરાજ્ય આપવું જ હોય તો આ રહ્યું અમારૂં નરેન્દ્રમંડળ; એને સોંપી દો."

આ એમના સ્વરાજ્ય વિષેના વિચારો. સંસ્કૃતિ વિષે એમણે વધારે ધગશથી લખ્યું છે. 'આપણી સંસ્કૃતિનું સ્વરૂપ' સમજાવતાં આરંભમાં જ એઓ કહે છેઃ "પ્રત્યેક મનોહર

કૃતિની પેઠે આપણી સંસ્કૃતિ પણ અવર્ણનીય છે." એ અવર્ણનીયને વર્ણનમાં ઉતારવાનો એમણે પ્રયત્ન કર્યો છે, અને તે કેટલેક અંશે સફળ થયેલો અમે માનીએ છિયે. પરન્તુ એક બે વાત એ સમ્બન્ધમાં અમને કહેવાનું અત્રે જરૂરનું લાગે છે. પ્રથમ તો એ કે આર્ય સંસ્કૃતિ જેવી ગૌરવસંપન્ન છે તેવો જ તેનો ઇતિહાસ પણ યશસ્વી છે. એ યશસ્વી ઇતિહાસ જાણે અસ્તિત્વ ધરાવતો જ ન હોય એમ ઠોકી બેસાડવું એ ભયંકર ભૂલ છે. જૂદા જૂદા સંજોગોમાં જૂદે જૂદે સમયે પ્રતિપાદિત થયેલાં તમામ કથનોનો એકસામટો ઢગલો કરવો, સ્થળકાળનો ભેદ સર્વ ભૂલી જવો. વર્તમાન સ્થિતિનો પણ વિચાર ન કરવો અને ભૂતકાળનાં સર્વ કથનોને–તેમાંની ઝીણામાં ઝીણી વિગતોને પણ–ફાવે તેમ લઈ પડીને 'સનાતન સત્ય' તરીકે રજુ કરવાં અને તેને આધારે દેશની ચાલુ પ્રગતિના સામું ઝુંબેશ ઉઠાવવી એમાં અમને તો નથી જણાતી પ્રામાણિકતા કે નથી જણાતું ડહાપણ. બીજી અગત્યની વાત એ છે કે આર્ય સંસ્કૃતિના એ યશસ્વી ઇતિહાસની પાછળ આર્યોની જે અત્યન્ત ઉદારતાની ભાવના રહેલી છે તેને આપણે કદી પણ ભૂલવી ન જોઈએ. એ ઉદારતાની ભાવનાથી જ. નિયમો જ્યાં ઘડાયા ત્યાં આગળ પણ જરૂર પૂરતા અપવાદો છૂટથી મૂકવાને આપણા સ્મૃતિકારો પ્રેરાયા. એ ઉદારતાની ભાવનાથી જ ષટ્દર્શનના તીવ્ર મતભેદોને આપણા ધર્મગ્રન્થોમાં માનવન્તું સ્થાન મળ્યું. એ ઉદારતાની ભાવનાથી જ વિજાતીય સંસ્કૃતિના સંઘર્ષણમાં આવતાં આપણા આર્યોએ એ સંસ્કૃતિના અંતસ્તત્ત્વમાં

જે કંઈ સ્વીકારવા યોગ્ય લાગ્યું તે ખુશીથી અપનાવી લીધું, અને એમ કરીને પોતાની સંસ્કૃતિને વધારે પ્રાણવતી અને વધારે બલવતી બનાવી. વિજાતીય સંસ્કૃતિને "વિષતુલ્ય" ગણીને જેઓ ભડકી નાસનારા છે તેઓ એ સંસ્કૃતિનાં પણ શુદ્ધ તત્ત્વોને આપણી સંસ્કૃતિમાં ભળવા દેશે અને તેને પચવા દેશે તો આપણી ગૌરવશાળી સંસ્કૃતિને હાલ છે તે કરતાં પણ વિશેષ ગૌરવ પ્રાપ્ત થશે એમ અમારૂં ચોક્કસ માનવું છે.

એ સંસ્કૃતિને અંગે 'શૌચાચાર" ઉપર લેખક જે અત્યન્ત ભાર મૂકે છે તે અમને ચોક્કસ વધારે પડતો લાગે છે. અમારા મત વિષે ગેરસમજુતી ન થાય માટે અમારે જણાવવું પડે છે કે "સ્નાનની, સ્પૃશ્યાપૃશ્યની, ખાદ્યાખાદ્યની પ્રણાલિકાઓ વડે થતી અસરો સૂક્ષ્મ બુદ્ધિથી જોનારાઓને જણાયા વિના રહી નથી," એ કથન અમારે માન્ય નથી એમ નથી. એ પ્રણાલિકાઓ વિષે હઠબહારનો આગ્રહ રાખ્યાની માઠી અસર તો ઘણા "સૂક્ષ્મ બુદ્ધિથી જોનારાઓ"ને જણાઈ છે એ વાત તો "ઉંચી કેળવણી પામેલા જનો" ની 'આચારશિથિલતા' વિષે પ્રો. ધ્રુરકાળે સ્થળે સ્થળે જે લખ્યું છે તે પરથી જ સિદ્ધ થાય છે. પરન્તુ એથી જૂદા અર્થમાં પણ એમના કહેવામાં કંઈક સત્યાંશ છે એ અમે કબૂલ કરીશું. મનુષ્યના આચારવિચાર, તેના આહાર અને તેના વિહાર એ સર્વ મનુષ્યના જીવન ઉપર તથા તેના આત્માની વિશુદ્ધિ ઉપર કંઈક અસર કરે છે એ વાત અમે વગર સંકોચે સ્વીકારીએ છિયે. એ અસર પ્રાકૃત જનો–ઉંચી કેળવણી નહીં

પામેલા જનોની દૃષ્ટિ બહાર રહેવાનો સંભવ છે તેથી 'એ અસર કંઈ જેવી તેવી નથી' એમ લોકસંઘની આગળ શ્રી. દૂરકાળ જેવા ધર્મધુરંધર કહે તો તે સમજી શકાય એવી બાબત છે, પણ એ અસર એટલી ઝીણી, એટલી સૂક્ષ્મ, એટલી સામાન્ય બુદ્ધિને અગોચર છે તેટલા માટે તો એના ઉપર વિશેષ ભાર મૂકવો પડે છે. એથી ઉલટું, એને લગતી કેટલીક પ્રણાલિકાઓથી જે અનર્થો થાય છે તે એટલા વિવિધ, એટલા સ્થૂલ, એટલા સ્પષ્ટ, એટલા પ્રત્યક્ષ, એટલા બુદ્ધિને જ નહીં પણ ઇન્દ્રિયોને પણ ગ્રાહ્ય હોય છે કે તે અનર્થો–અને તેથી વ્યક્તિઓને જ નહીં પણ અખિલ દેશને જે ગેરલાભ, જે અપકીર્તિ, અને જે કલંક લાગે છે તેને આપણે કદી પણ નીભાવી શકીએ નહીં. 'અંત્યજોની અસ્પૃશ્યતા' એ એક એવી પ્રણાલિકા છે અને દેશની પ્રગતિને અર્થે એ પ્રણાલિકા નાબુદ થવી જોઈએ એમ અમારૂં માનવું છે. વિશેષ દિલગીરીની વાત તો એ જ છે કે એ પ્રણાલિકાનો તો ખાસ–'બચાવ' કે 'સમર્થન' જે કહો તે કરવા સ્થળે સ્થળે પ્રો. દૂરકાળ નીકળી પડેલા આપણને આ પુસ્તકમાં જણાય છે.

ભારતનાં "જૂનાં ધારાધોરણો"નો સ્તુતિપાઠ કરતાં કરતાં એક સ્થળે પ્રો. દૂરકાળના સરળ હૃદય ઉપર કંઈક સત્યનું દબાણ આવી જવાથી એમનાથી એ વિરુદ્ધ મતનો ઉલ્લેખ થઈ ગયો છે કે જૂનાં ધારાધોરણો જ જ્યારે મુબારક હોય "ત્યારે તો પ્રગતિજ ન થાય, કાંઈ નવું આવી જ ન શકે." આ સંગીન દલીલનો ઉત્તર એઓ શું આપે છે તે કલ્પવું પણ કદાચ અઘરૂં થઈ પડશે. એઓ કહે છે:

"નવાથી તો બહુ ધરાઈ ગયા. આપણે પોતે બધા નવા જ છિયે ને?" એઓ કહે છે કે 'એનો ઉત્તર એ જ છે.' જો એમ જ હોય તો અમે કહીશું કે એઓએ આ પ્રશ્નને નિરુત્તર જ રાખ્યો હોત તો વધારે સારૂં થાત.

"આપણાં ધર્મશાસ્ત્રોના જૂના કાયદા જૂના નથી પણ સનાતન છે" એમ એઓ કહે છે. 'સનાતન' શબ્દના અમે વિરોધી નથી, પણ અમુક ધારાધોરણો મુબારક ગણવા જેવાં છે કે નહીં એવા ગંભીર પ્રશ્નની ચર્ચા વખતે તો એ શબ્દનો ઉપયોગ મુદ્દાની વાત સમ્બન્ધી છબરડો કરવાના સાધન રૂપેજ થતો અમારી દૃષ્ટિએ જણાય છે. પ્રભુ એવી 'સનાતન'તામાંથી અમને બચાવે!

(સુરતનું કૉલેજ મૅગેઝીન, અકટોબર, ઇ. સ. ૧૯૩૨)

આ પુસ્તક રા. અંબુ ક. વશીનું લખેલું છે, અને શ્રી "અનાવિલ પોકાર" માસિકની ચોથી ભેટ તરીકે એ વહેંચવામાં આવ્યું છે. પુસ્તકના આરંભમાં "કંઈક" કહેતાં લેખક જણાવે છેઃ "હું સારી રીતે જાણું છું કે આ વાર્તાઓમાં શોધનારને ઘણીએ ખામી જડશે." અમે એ ખામીઓ શોધનારમાંના એક થવા માંગતા નથી. લેખક જે વખતે અમારા શિષ્ય હતા ત્યારથી જ એક હસ્તલિખિત માસિક પત્રનું તંત્રીત્વ પોતાના હાથમાં રાખીને તેઓ પોતાની સાહિત્યપ્રીતિને પોષતા હતા અને લેખનશક્તિને ખિલવતા હતા.

આ કારણથી એમના આ પ્રથમ પુસ્તક વિષે અમે સારી જ આશાઓ રાખેલી, અને આખું પુસ્તક વાંચ્યા પછી અમારી એ આશા સફળ થયેલી અમને જણાઈ છે. પુસ્તકની પ્રસ્તાવના લેખકના 'એક વખતના પ્રોફેસર' રા. રા.

કાળીદાસ લલ્લુભાઈ દેસાઈએ લખી છે તે મતભેદને માટે કંઈ જ અવકાશ ન આપે એવી તો નહીં, પણ વાચકને તેમજ લેખકને ચોક્કસ માર્ગદર્શક થઈ પડે એવી અને સહાનુભૂતિથી લખાયલી તો છેજ. 'મરાઠી ઉપરથી' કે 'અંગ્રેજી ઉપરથી' કે 'સૂચિત થયેલાં' લખાણુ જે 'સ્વતંત્ર રીતે સારી વાર્તા લખી શકે છે' તેમણે નજ પ્રકટ કરવાં એ વિચાર અમને લગાર વધારે પડતો લાગે છે. આપણુને જે કંઈ સારૂં લાગે તે બીજાને કહી સંભળાવવાની વૃત્તિ અત્યન્ત કુદરતી છે. પ્રો. દેસાઈનામાં પણુ એ વૃત્તિ છે એ એમના ગાઢા પરિચયને લીધે અમે કહી શકીએ છિયે, તો એ કુદરતી વૃત્તિને પુસ્તક પ્રકટ કરનારે કૃત્રિમ રીતે શા માટે ગુંગળાવી નાંખવી જોઈએ તે અમે સમજી શકતા નથી. જો સાધારણુ ટૂંકી વાર્તા અન્યત્ર 'આપણી ગુજરાતી સામાન્ય ટુંકી વાર્તા કરતાં ઘણે અંશે ચઢિયાતી' હોય—અને એમ છેજ એ વિચારમાં અમે પ્રસ્તાવનાકારની સાથે સંમત થઈએ છિયે—તો તો આ વૃત્તિને 'તરજાુમિયા' વૃત્તિ કહી ઉપહાસપાત્ર બનાવવા કરતાં તેને પોષવામાંજ વધારે લાભ સમાયલો છે એમ અમે માનીએ છિયે. આપણા સાહિત્યમાં 'તરજાુમિયો કાળ' બહુ લંબાયો છે કે અન્ય દેશોની વિપુલ સાહિત્યસમૃદ્ધિ જોતાં 'સર્જક સાહિત્ય' ઉપરાંત ભાષાન્તરો તથા અનુવાદો પણુ હજી ઘણાં ઘણાં વધારે થવાની જરૂર છે એ તકરારી વિષયની ચર્ચામાં આ સ્થળે અમે નહીં ઉતરીએ.

મરાઠી ઉપરથી લેવાયલી 'પતિતપાવની' અને અંગ્રેજી ઉપરથી લેવાયલી 'શરત' એ બન્ને વાર્તાઓ વિષેનો

પ્રસ્તાવનાકારનો અભિપ્રાય એ અન્ય ભાષામાંથી લેવાયલી હોવાને કારણે તો જરા કલુષિત થયો નહીં હોય ? 'હકીકત માત્રથી ભલે મને પરોક્ષ રીતે ઉપદેશ મળે' એમ કહેનારને તો સંપૂર્ણ આશાભેર અમે જણાવીશું કે (આ પુસ્તકમાં પ્રત્યક્ષ ઉપદેશ પણ સ્થળે સ્થળે અપાયલો છે અને તે પ્રસ્તાવનાકારને 'ગળે સુધી પણ ઉતરી શકતો નથી' એમ જો હોય તો એ સ્થિતિ સંપૂર્ણ સમજી શકાય એવી છે, પણ ) આ બે વાર્તાઓમાં તો 'હકીકત માત્રથી' અને 'પરોક્ષ રીતે'જ ઉપદેશ અપાયલો અમને જણાય છે, એટલે 'એ બન્ને વાતો માત્ર ઉપદેશાત્મક થઈ જાય છે' એમ સ્વીકારતાં અમારૂં હૈયું પાછું હઠે છે. 'પતિતપાવની' માં 'સરલાનો પતિ અરવિંદ મને ગધેડા જેવો લાગે છે' એમ કહીને તરત જ પ્રસ્તાવનાકાર ઉમેરે છે કે 'મારૂં કહેવાનું એમ નથી કે ઘણાયે પતિઓ ગધેડાઓ નથી હોતા' એટલે કંઈ ઝાઝું કહેવાપણું રહેતું નથી. જે ગધેડાપણું ઘણાયે પતિઓમાં હોય છે તેજ વાર્તાકારના પાત્રાલેખનનો વિષય છે એટલુંજ અમે કહીશું. પ્રસ્તાવનાકાર અરવિંદને ઠપકો આપે છે કે 'એક વખત બારણા પાછળથી તેં કંઈક સાંભળ્યું એટલે થઈ ચૂકયું !' અરવિંદના હૃદયમાં એકાએક શંકાનો ઉદ્ભવ થયો એમ પ્રસ્તાવનાકાર માનતા જણાય છે, પણ અમારા સમજવા પ્રમાણે શંકાનો કીડો કેટલોક વખત થયાં અરવિંદનું હૃદય કોતરી ખાતો હતો. અરવિંદની પત્ની સરલા કહે છે કે 'એમની વર્તણુકમાં પણ કૈંક ફેરફાર થયો છે,' અને એ ફેરફારના દાખલા આપી ઉમેરે છે કે 'પુરુષોને માટે અતિ

ત્રાસદાયક એવી શંકા એમને બાળી રહી હતી.' આ સઘળી હકીકત ધ્યાનમાં લેતાં પ્રસ્તાવનાકારને અરવિંદના પાત્રાલેખનમાં ઝાઝો વાંધો નહીં લાગે એવી અમે ઉમેદ રાખીએ છિયે.

આ સિવાય પ્રસ્તાવનાકારના તમામ વિચારો અને અભિપ્રાયો સાથે અમે સંપૂર્ણ સંમત છિયે. જે વાર્તાઓમાં 'કંઈક ખોટ રહી જાય છે' એમ પ્રસ્તાવનાકારને લાગે છે તેને પણ 'પાસ માર્ક' તો અમે જરૂર આપીએ, અને પ્રસ્તાવનાકારને તેમાં વાંધો નહીંજ હોય. 'પર્યટન' માંના 'તુમ ઈસ્મે બેઠ જાઓ, હમ તુમકુ લે જાયગા' એ વાક્યે તો અમને ઘણો વિનોદ આપ્યો છે. ખોટા સંસ્કારને લીધે 'અબળા' જાતિમાંથી જે કોઈ પોતાના બળની મર્યાદા ન સમજતાં હોય તેને માટે એમાં પરોક્ષ રીતે ઠીક બોધ અપાયો છે, પણ લેખક 'બૈરાંઓની નિર્બળતા'ને પોતાના જાણુકના ઉપહાસનો વિષય નહીં બનાવે એવી અમે ઉમેદ રાખીએ છિયે.

સંગ્રહમાં 'માત્ર ટૂંકી વાર્તાઓ જ નહીં પણ અમુક પ્રસંગોનાં વર્ણનો, રેખાચિત્રો, નિબંધિકાઓ વિગેરે છે તથા એમાં એક નટિકાનો પણ સમાવેશ થાય છે.' 'હાજી નાયક'નું રેખાચિત્ર ઘણી રમુજ આપે છે. આખો સંગ્રહ કંટાળો આવ્યા વિના વાંચી શકાય એવો છે. લેખકના આ પ્રથમ પ્રયાસને માટે અમે એમને અભિનન્દન આપીએ છિયે.

(સુરતનું કૉલેજ મૅગેઝીન, અક્ટોબર, ઇ. સ. ૧૯૩૨)

સમાજમાં પ્રવર્તતી કુરૂઢિઓને આર્દ્ર ચિત્તથી નિરખવી, તેનાથી થતા અનેક અનર્થોનું ઊંડું મનન કરવું, એ અનર્થોને દૂર કરવાને માટે સાહિત્યદ્વારા સબળ પ્રયત્નો આદરવા એમાં આત્માનો કેટલો ઉત્કર્ષ સમાયો છે તેનું પ્રાકૃત જનોને જોઈએ તેટલું ભાન નથી હોતું એમ કેટલીક વાર તેમના તરફથી વગર સમજે થતી અણુછાજતી ટીકા પરથી લાગ્યા વિના રહેતું નથી. સાહિત્યનું જીવનમાં શું સ્થાન છે એમ જેઓ જાણે છે, સાહિત્ય અને જીવન પરસ્પર કેવાં દૃઢ સમ્બન્ધથી સંકળાયલાં છે એ જેઓ સમજે છે, જીવનમાંથી જ પ્રેરણા પામીને રચાયલું સાહિત્ય જીવનને ઉન્નતિપંથે ચઢાવવામાં કેટલું ઉપકારક થઈ પડે છે એ વાતના પ્રબળ પુરાવા જગતભરની સાહિત્યપ્રવૃત્તિ કેટલા પૂરા પાડે છે તેનું સહેજસાજ પણ જેમને જ્ઞાન છે તેઓ તો એવી ટીકા તરફ ઉપહાસની વૃત્તિ જ રાખે એ સ્વાભાવિક છે. જનતામાં ઘેર ઘેર જાણીતાં થયેલાં,

આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો તરફથી ઉમંગથી વંચાયલાં, રંગભૂમિના તખ્તા ઉપર ભજવાયલાં, અનેકના હૃદય ઉપર ઊંડી અસર કરી ચૂકેલાં, સામાજિક જીવનને અધોગતિમાંથી ઉદ્ધારનારાં દિ. બ. રણછોડભાઈ દયારામનાં 'લલિતાદુઃખદર્શક' અને અન્ય નાટકોને માટે ગુજરાત તો એ પીઢ લેખકનું હમેશાં ઋણી રહેશે. એ ઊંડી ઉપકાર બુદ્ધિથી પ્રેરાઈને આજે ગુજરાતની જનતા સ્થળે સ્થળે દિ. બ. રણછોડભાઈની શતાબ્દી ઉજવી રહ્યું છે.

આ મહત્ત્વના પ્રસંગે સ્વર્ગસ્થના જીવનની રૂપરેખા દોરવામાં આવે, એ જીવનની કેટલીક વિગતો સંક્ષેપમાં પણ જનમંડળ આગળ રજુ કરવામાં આવે, એ જીવનનાં મધુરાં સંસ્મરણોને ફરી પાછાં તાજાં કરવામાં આવે એ તદ્દન સ્વાભાવિક છે. કોઈપણ ગ્રન્થકારનું સાહિત્યસેવક તરીકેનું ગૌરવ સમજવામાં એ વિગતોની માહિતી ઉપકારક થઈ પડે છે. જગત્‌ભરમાં દરેક સુપ્રસિદ્ધ ગ્રન્થકારને વિષે એવી માહિતી મેળવવાને માટે જનતા ઉત્સુક રહે છે. એવી માહિતી જનસ્વભાવમાં જે સામાન્ય કતૂહલ રહ્યું હોય છે તેને તૃપ્ત કરવાનું સબળ સાધન થઈ પડે છે અને ગ્રન્થકારે જે સેવા કીધી હોય તે કેવા વાતાવરણમાં રહીને અને કેવા સંજોગોમાં થઈને કરી તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને આપે છે, ગ્રન્થકારનું વ્યક્તિત્વ આપણી સમક્ષ ખડું કરે છે, ગ્રન્થકાર પ્રત્યેની આપણી પૂજ્યબુદ્ધિમાં વધારો કરે છે. પણ સાથે સાથે યાદ રાખવું જરૂરનું છે કે ગ્રન્થકારે જે શાશ્વત કીર્તિ મેળવી તેનું મૂળ અવલંબન એ ઝીણી ઝીણી વિગતોમાં

કે વિગતોની પાછળથી ડોકિયાં કરતા વિરલ વ્યક્તિત્વમાં નહીં, પણ એ સર્વને પરિણામે જે યાદગાર સાહિત્યપ્રસાદી આપણને સાંપડી તેમાં છે.

આપણું નાટક સાહિત્ય વર્તમાન કાળમાં પણ જોઈએ તેટલું સમૃદ્ધ થયેલું ભાગ્યે જ કહી શકાશે. છતાં 'રાઈનો પર્વત', 'જયા જયન્ત', રા. મુનશીનાં 'કાકાની શશી' અને અન્ય નાટકો, રા. બટુભાઈ ઉમરવાડિયાનાં નાટકો, રા. ચન્દ્રવદન મહેતાનું 'આગગાડી', સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજીનું 'જીવતી જૂલિયટ' એવાં એવાં કંઈ કંઈ નામો આપણે ગર્વથી ગણાવી શકીએ. જે વખતે દિ. બ. રણછોડભાઈનું 'લલિતા-દુઃખદર્શક નાટક' પ્રકાશમાં આવ્યું તે વખતે નાટ્યના પ્રદેશમાં આપણું સાહિત્ય છેકજ દરિદ્ર હતું. જે કંઈ થોડાં ઘણાં નાટકો લખાયાં હતાં તે જનહૃદયને સ્પર્શવામાં તદ્દન નિષ્ફળજ ગયાં હતાં. એવે સમયે સમાજની પરિસ્થિતિ નિહાળીને આ સમર્થ લેખકનું હૃદય પીગળ્યું, કજોડાના કષ્ટનું હૃદયદ્રાવક ચિત્ર ખડું કરવાની એમને પ્રેરણા થઈ, અને એમણે નાટક રચ્યું. નાટકના વસ્તુની ગૂંથણી, કરુણ ભાવથી ભરેલાં ગાયનો, અતિસ્ફુટ વ્યક્તિત્વ ધરાવનારાં પાત્રોનું નિરૂપણ વગેરે તત્ત્વો એમણે એ નાટકમાં એવી કુશળતાથી દાખલ કર્યાં કે નાટક જ્યારે રંગભૂમિના તખ્તા ઉપર ભજવાયું ત્યારે તે સંપૂર્ણ સફળ નીવડ્યું. એ નાટક જ્યારે રંગભૂમિ ઉપર ભજવાવાનું હોય ત્યારે નાટકશાળા પ્રેક્ષકોથી ચિકાર થતી, અને નાટક ભજવાતાં પ્રેક્ષકોને જે રસાસ્વાદ થતો તેની અસર ચિરકાળ સુધી પહોંચતી. નાટકના કરુણ

ભાવ પ્રેક્ષકોના આત્મના ઊંડાણુ સુધી પહોંચતાં તેમનાં હૃદયને હલમલાવી નાંખતા, તેમનાં નયનને ભીંજવતા, તેમની બુદ્ધિમાં આવા અનર્થો અટકાવવાનો દૃઢ નિશ્ચય ઉત્પન્ન કરાવતા. નાટકનો એક સફળ પ્રયોગ આથી વિશેષ શું કરી શકે ? અત્યારે પણુ વૃદ્ધ નરનારીઓનાં હૃદયમાં ભૂતકાળના એ નાટક જોયા અથવા વાંચ્યાના ઊંડા સંસ્કાર એવા ને એવા જાગ્રત્ રહેલા આપણે જોઈએ છિયે, એ વિષેની વાતચીત અત્યન્ત રસપૂર્વક કરતાં તેઓને આપણે સાંભળીએ છિયે, એનાં ગાયનો તથા એની વાર્તાનાં સચોટ સ્મરણુ એમના ચિત્તમાં એવાં ને એવાં સચવાઈ રહેલાં આપણે નિહાળીએ છિયે ત્યારે એવી ઊંડી અસર કરનાર સમર્થ સાક્ષરને ખરા હૃદયથી નમ્યા વગર આપણાથી રહેવાતું નથી. ખરેખર ગુજરાતની જનતા ઉપર એવી ઊંડી અસર કરનારૂં નાટક હજી સુધી તો નથી લખાયું એમ કહેતાં કોઈને પણ ભાગ્યે જ સંકોચ થશે.

એ નાટકને આવું અપૂર્વ ગૌરવ શાથી પ્રાપ્ત થયું તેનો ઝીણવટભર્યો ઉકેલ કાઢવાનો આ પ્રસંગ નથી. આધુનિક વિવેચનસામગ્રી એ કામને માટે પર્યાપ્ત નથી. હાલના સમયને સુલભ એવાં ત્રાજવાં કાટલાં વડે એના ગુણદોષનું માપ આપણે કાઢી શકીએ એમ નથી. એવું માપ કાઢવાની આવશ્યકતા વિષે પણ મને તો પૂરેપૂરો સંદેહ છે. એનાં ગાયનો ઘણાં લાંબાં છે, એના સંવાદોમાં જોઈએ તેટલું સામર્થ્ય નથી, એની વસ્તુસંકલનામાં સૂક્ષ્મ કલાવિધાનની કંઈક અંશે ખામી છે એવું એવું કહ્યાથી, સમાજમાં એક

પ્રકારનો વિપ્લવ આણનારા, અનેક હૃદયમાં સંક્ષોભ ઉત્પન્ન કરનારા, હૃદયના ઉંડાણ સુધી પહોંચી જઈને ચિરકાળ સુધી ટકી રહે એવા સંસ્કાર પાડનારા એ ગ્રન્થનું મૂલ્ય શું આપણે વધારે સારી રીતે આંકી શકીશું? ઉંચી ઉંચી ગગનગામી કલ્પનામાં વિહરવાનું એ ગ્રન્થકારને માટે નિર્માણ થયું નહોતું. લૌકિક વ્યવહારથી પર એવી કોઈ ઉન્નત ભાવનાઓ પ્રેરવાનું કામ એમણે માથે લીધું નહોતું. આસપાસની દુનિયામાંથી દીસી આવેલું સત્ય એમણે વધારે સચોટ રીતે પેખ્યું, એ સત્ય એમણે પ્રકટ કર્યું, અને ગુજરાતની જનતાને એ સત્ય એમણે દેખાડયું. પરિણામે કરુણ રસ ટપકાવતું એક સચોટ દૃશ્ય એમની સમર્થ લેખની વડે ચીતરાયું. એ સાદી બીનામાંજ એ ગ્રન્થનું સઘળું ગૌરવ સમાઈ જાય છે એમ હું માનું છું. આ શતાબ્દીને પ્રસંગે કેટલાંક વર્તમાનપત્રોમાં એ ગ્રન્થમાંના છૂટક પ્રવેશો પ્રસિદ્ધ થયા છે અને કૃતજ્ઞતાના ભાવવાળી ગુજરાતની વાચક દુનિયામાં તે હોંશથી વંચાયા છે. એ પત્રકારોએ સ્વર્ગસ્થને એવી રીતે પોતાનો અર્ધ્ય અર્પ્યો.

નાટકના વિષય ઉપરાંત જે કરુણ રસ એમાં સભર ભર્યો છે તે એ ગ્રન્થનું ગૌરવ વધારવામાં ખાસ ઉપકારક થઈ પડ્યો છે. "આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે" એમ કહેનારા સદ્‌ગત સાક્ષરશ્રી નરસિંહરાવભાઈનો કરુણ રસ પ્રત્યેનો પક્ષપાત ગુજરાતને અત્યારે જાણીતો છે. એ પક્ષપાત એમનો પોતાનોજ નહીં પણ સમગ્ર દુનિયાનો છે એ ખરી વસ્તુસ્થિતિ હાસ્યરસની અનેક રચનાઓ જ્યારે રચાય છે અને સામયિક પત્રો તરફથી ખાસ "હાસ્ય અંકો" જ્યારે

બહાર પાડવામાં આવે છે ત્યારે પણ આપણે અવગણી શકીએ નહીં. શેકસપિયરે હાસ્યપ્રધાન, ઐતિહાસિક, તેમ જ દુઃખપરિણામી નાટકો લખ્યાં છે, છતાં એમનાં એ નાટકોમાં વિશેષ ગૌરવ તો કરુણ રસથી ભરેલાં એમનાં દુઃખપરિણામી નાટકોને જ પ્રાપ્ત થયું છે. જીવનનો સચોટ તત્ત્વબોધ તો અન્ય રચનાઓ કરતાં એમની હૃદયને ઊંડી અસર કરનારી આ રચનાઓ વડે જ એમનાથી આપી શકાયો છે. મેં શેકસપિયરનાં બધાંએ નાટકો વાંચ્યાં હતાં, પણ અત્યારે "Much Ado About Nothing" અથવા "All's Well That Ends Well"માં શું આવે છે તે હું ભૂલી ગયો છું. પણ 'હેમ્લેટ,' 'કિંગ લિયર,' 'મૅકબેથ,' 'ઑથેલો' એ કૃતિઓ હૃદયપટ પર એવી ને એવી કોતરાયલી રહે છે તેનું મોટામાં મોટું કારણ એનો કરુણ રસ છે. કાલિદાસના શાકુન્તલ કરતાં ભવભૂતિનું ઉત્તરરામચરિત ચઢી જાય છે એવું કેટલાક વિવેચકો કહે છે તે તેના કરુણ રસને લીધે. રઘુવંશનો 'અજવિલાપ' અને કુમારસંભવનો 'રતિવિલાપ' વખણાય છે અને મોઢે પણ કરાય છે, કારણ કે એ વિલાપો એમાંના કરુણ રસને લીધે વધારે ઊંડી અસર કરે છે. આપણો 'રડતો કવિ કલાપી' યુવાન હૃદયને આટલું આકર્ષે છે તે શેને લીધે? નરસિંહરાવની 'સ્મરણસંહિતા' સર્વને ગમે છે તે શેને લીધે? મહાકવિ પ્રેમાનન્દના 'નળાખ્યાન' પ્રત્યે સમગ્ર ગુજરાતનાં નરનારીઓ પક્ષપાત ધરાવે છે તે શેને લીધે? એ જ કરુણ રસ 'લલિતાદુઃખદર્શક' નાટકમાં પણ ભર્યો છે, તે વાચકના હૃદયને આર્દ્ર બનાવે છે અને આત્માના ઊંડાણ સુધી પહોંચી તેને ગૌરવ અર્પે છે.

નાટ્યશાસ્ત્રના પ્રણેતા ભરત મુનિએ સ્થાપેલી પ્રણાલિકામાં ‘દુઃખપરિણામી નાટકો’ નો અવકાશ નહોતો. એવાં નાટકોનો એમણે સ્પષ્ટ નિષેધ કર્યો હતો. ભવભૂતિના ઉત્તરરામચરિતમાં કરુણ રસ વ્યાપક છે છતાં તેનું છેવટ દુઃખમાં આવતું નથી. ‘લલિતાદુઃખદર્શક’ નાટકમાં એ પ્રણાલિકાનો ભંગ કરતાં આપણા લેખક અચકાયા નથી એ બીના ખાસ નોંધવા જેવી છે. લલિતાએ આટલું આટલું દુઃખ અનુભવ્યું ત્યાર પછી છેવટે “સૌ સારાં વાનાં થયાં” એવો અન્ત જો કવિએ આણ્યો હોત તો આખા નાટકની ખુબી મારી જાત એવું તમને નથી લાગતું? નાટક જોઈને લોકો હસતે મોઢે ઘેર જાય એટલો જ જો નાટકકારનો આશય હોય તો તો એવો જ કંઈક અન્ત આણવો પડે. પણ આ નાટકકારનો આશય એથી ઘણો વધારે ઊંડો અને ગંભીર હતો. લલિતાને જે અસહ્ય કષ્ટ વેઠવું પડ્યું તે હૃદયદ્રાવક હતું; પણ સમાજની ક્રૂર રૂઢિનો જે ભોગ થાય તેનાં કષ્ટ બીજી કોઈ રીતે દૂર થઈ શકતાંજ નથી. મૃત્યુમાંજ એ દુઃખનો અન્ત આવી શકે. આ સત્યનું નાટકકારને સંપૂર્ણ જ્ઞાન હતું. એ સત્ય પીછાનવા જેટલી કોમળ લાગણી એ ધરાવતા હતા. મૃત્યુ સિવાય અન્ય કોઈ રીતે એ દુઃખનો અન્ત આણવામાં જે અનૌચિત્ય રહ્યું હતું તે એમની કેળવાયલી રસવૃત્તિ સ્પષ્ટ જોઈ શકતી હતી. આથી પ્રણાલિકાભંગ કરતાં એમણે લેશ પણ સંકોચ ન રાખ્યો, અને પરિણામે કરુણ રસ ઝરતું અને દુઃખપરિણામી એક અજોડ નાટક ગુજરાતને પ્રાપ્ત થયું. એ નાટકમાં સમાયલા બોધની

અસર આ પ્રણાલિકાભંગથી વધારે ગાઢી અને સચોટ બની. કેવળ દુઃખ આણનારી અને મૃત્યુમાં જ પરિણમનારી અનિષ્ટ રૂઢિઓનો ત્યાગ કરવાને માટે એ અદ્‌ભુત રચનાએ જનતાને તીવ્ર ઉદ્‌બોધન આપ્યું, એમાં જ એનું ગૌરવ રહ્યું છે અને એ જ એની વિશિષ્ટતા છે.

એ સિવાય બીજાં પણ કેટલાંક નાટકો એમણે રચ્યાં છે તે એવી જ ધાટીનાં અને એવા જ જનસુધારણાના ઉદ્દેશથી લખાયલાં છે. પિંગળ વિષે એમણે જે દળદાર ગ્રન્થ લખ્યો છે તે સર્વને જાણીતો છે. 'રાસમાળા'માં આપેલી તમામ હકીકતોને ઐતિહાસિક માની લેતાં સંકોચ રાખવાનું કારણ છે, છતાં એ ગ્રન્થમાં ઘણી ઉપયોગી માહિતી સંગ્રહાયલી છે એ નિર્વિવાદ છે. એ માહિતી ગુજરાતની જનતાને સુલભ કરી આપવાનો યશ દિ. બ. રણછોડભાઈને ઘટે છે.

આવી અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિની ધગશ એમના નિત્યના સ્થૂલ જીવનવ્યવહારમાંથી એમને સાંપડી હોય એ સંભવિત જણાતું નથી. કયાં એમનું વીસ વર્ષનું કચ્છનું કારભારું અને કયાં આ સાહિત્યસેવાની ઉદાત્ત ભાવના! એ ભાવના આજીવિકા અર્થે સ્વીકારેલા કર્તવ્યપ્રદેશમાંથી નહીં, પણ એમના આત્માના ઊંડાણમાંથી જ જન્મ પામેલી એમ માનવાને આપણે સ્વાભાવિક રીતે લલચાઈએ છિયે. એ ભાવનાને પોષનારૂં બળ એમના અંતરમાંજ વસતું એમ આપણને લાગ્યા વિના રહેતું નથી.

ઉંચી સેવાભાવનાથી પ્રેરાઈને અનેક કૃતિઓ રચનાર આ પીઢ સાક્ષરને વડોદરામાં મળેલી સાહિત્યપરિષદ્ વખતે પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા હતા. એ યાદગાર સમય પહેલાં બે એક વખત પ્રસંગસર વડીલની સાથે એમને ત્યાં જવાનું અને એમના દર્શનનો લાભ મેળવવાનું સદ્ભાગ્ય આ લેખકને પ્રાપ્ત થયું હતું. એમનો વિશાળ અનુભવ, ઠરેલ બુદ્ધિ, ગંભીર માનસ, સૌમ્ય પ્રકૃતિ, મિલનસાર સ્વભાવ એ સર્વની ઝાંખી એ પ્રસંગોએ એને થઈ હતી. ત્યાર પછી સાહિત્યપરિષદ્ને પ્રમુખપદે વિરાજતી જ્ઞાનગૌરવશાળી એજ સૌમ્ય આકૃતિને ફરીથી એણે નિરખી અને પ્રેમ, આનન્દ તથા પૂજ્યભાવની મિશ્ર લાગણીઓ એણે અનુભવી.

પ્રમુખપદેથી એમણે જે ભાષણ આપ્યું તે દેવનાગરી લિપિમાં છપાયું હતું. એ લિપિ તરફ એમને પક્ષપાત હતો. પરિષદ્માં નિબંધોના વાચન ઉપરાંત કેટલાક અગત્યના પ્રશ્નોની ચર્ચા પણ થઈ હતી. પુસ્તકોના લેખન તથા પ્રકાશનને માટે દેવનાગરી લિપિ વાપરવી કે ગુજરાતી લિપિ વાપરવી એ પ્રશ્ન પણ ચર્ચાયો હતો. એ ચર્ચા વખતે વડોદરાના મહારાજા સાહેબ શ્રી. સયાજીરાવે હાજર રહેવાની ખાસ ઉત્કંઠા બતાવી હતી અને મને યાદ છે તે પ્રમાણે તેઓ હાજર પણ રહ્યા હતા. એ ચર્ચામાં સદ્ગત સાક્ષરશ્રી નરસિંહરાવભાઈ અને અન્ય વિદ્વાનોએ ઉમંગથી ભાગ લીધો હતો.

પરિષદ્નું કાર્ય સમાપ્ત થયા પછી પરિષદ્ના માનવન્તા પ્રમુખને વિદાય આપવા કાર્યવાહકોનું મોટું મંડળ વડોદરા

સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર હાજર રહ્યું હતું. પ્રેમ અને પૂજ્યભાવની લાગણીઓથી અંકિત થયેલા ઉત્સાહી યુવકોના વૃન્દની મધ્યમાં ઊભેલા વૃદ્ધ વયના, ગંભીર મુખમુદ્રાવાળા, સૌમ્ય પ્રકૃતિના એ પીઢ સાક્ષર તે વખતે કંઈક અનેરી દીપ્તિથી પ્રકાશતા હતા. તે વખતનાં એ સૌજન્ય અને સ્નેહથી ભરેલી સૌમ્ય આકૃતિનાં દર્શન આ હૃદય પર હંમેશને માટે કોતરાયલાં છે. ઊંડા ભક્તિભાવથી ભરેલા હૃદય સાથે એ 'દિવ્ય' આકૃતિને હુ નમન કરૂં છું.

(સદ્ગતના શતાબ્દી સ્મારક ગ્રન્થમાં
છપાયલું, એપ્રિલ, ૧૯૩૮.)

## લેખકનાં છપાયલાં પુસ્તકો

1. લેંડોરના કાલ્પનિક સંવાદો ભાગ પહેલો
2. લેંડોરના કાલ્પનિક સંવાદો ભાગ બીજો
3. સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ
4. મહાભારતની સમાલોચના
5. સાહિત્યકળા
6. કાવ્યકળા
7. વીરપૂજા

'રસપાન' અને 'તરંગ' એ બે પુસ્તકો ટૂંક વખતમાં બહાર પડશે.

# ‘ સાહિત્યકળા ’ વિષે કેટલાક અભિપ્રાયો

જે લખ્યું છે તે એટલી સુકુમાર શૈલીમાં લખ્યું છે કે એમનો આટલો ઓછો ફાળો જોઈને દરેક સાહિત્યપ્રેમીને ખેદ થયા વિના ન રહે. એમની શૈલીમાં એમના સ્વભાવ જેવી એક પ્રકારની સુકુમારતા છે. એકંદરે આવું ઉપયોગી પુસ્તક આપણા રંક નિબંધસાહિત્યમાં તો ઘણી રીતે જરૂરનું હતું.

શ્રી. ધૂમકેતુ ( બુદ્ધિપ્રકાશ )

ગ્રન્થને પાને પાને વર્તાઈ આવે છે તેમ, કર્તાએ સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યના કેટલાક ઉત્તમાંશોને પોતાના ચિત્તંત્ર સાથે રસિકતાપૂર્વક એકરસ કર્યા છે...આ પ્રકારના આપણા અલ્પધન વાઙ્મયમાં ‘ સાહિત્યકળા ’ ઉમેરાતું જોઈ, તેને હૃદયપૂર્વક સત્કારવી એ આપણું સૌનું મીઠું કર્તવ્ય બને છે.

શ્રી. વિજયરાય ક. વૈદ્ય (માનસી)

સાહિત્ય સાથેનો તેમનો ગાઢ સંપર્કજ આ પ્રકારનું વિદ્વત્તાયુક્ત લખાણ અપાવે છે એ નિઃસંશય. એમના જ્ઞાનનો વિશેષ લાભ ગુજરાતને મળવો જોઇએ.

ગુજરાતી

આટલાં વર્ષ પછી પણ આપણને નિત્ય નવીન અને વાંચવા ગમે એવા આ લેખો લાગે છે. પ્રતાપ

લેખકમાં રહેલો સ્વાભાવિક હાસ્યરસ પણ એમાં જોવાનો મળે છે...શિષ્ટ, મર્યાદિત અને સ્વચ્છ ભાષા લેખકને વરેલી છે.

લોકવાણી

લેખકે સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રદેશોની મુસાફરી કરી તેમનું સુંદર શૈલીમાં અને સૂક્ષ્મ રીતે વર્ણન કર્યું છે. દાંડીઓ

છેલ્લા બે દસકામાં ગુજરાતી સાહિત્ય ઘણું આગળ વધી ગયું છે, છતાં લેખકની વક્તાઓ, વિવેચકો, કવિઓ અને નવલકથાકારો પરત્વેની ટીકાઓ કેટલેક અંશે આજે પણ યથાર્થ સ્વરૂપે ઊભી રહે તેવી છે.

**ફુલછાબ**

આપણે ત્યાં આવા નિબંધસંગ્રહો ઘણા ઓછા છે તેમાં આ પુસ્તક એક સુંદર ઉમેરારૂપ છે. કિંમત પણ ઘણી સસ્તી છે.

**સ્ત્રીબોધ**

## ‘કાવ્યકળા’ વિષે કેટલાક અભિપ્રાયો

ગુજરાતી સાહિત્યમાં ‘સાહિત્યકળા’ અને ‘કાવ્યકળા’ જેવા સાહિત્ય અને કળાના સિદ્ધાન્તો ચર્ચતા ઉચ્ચ કોટિના ગ્રન્થો બહુજ વિરલ છે. આ પુસ્તકોથી ઘણા વખતની આપણા સાહિત્યની ખોટ પૂરાઈ છે. આ હળવા સાહિત્યના યુગમાં આપે અભ્યાસીઓને માટે એક અનિવાર્ય જરૂર પૂરી પાડી છે. તલસ્પર્શી અભ્યાસ અને મનન કેવા પ્રકારનાં હોય છે તેના જ્વલન્ત દૃષ્ટાન્તરૂપ આ બન્ને પુસ્તકો લેખાશે. આપે પણ “**आ परितोषाद्विदुषां न साधु मन्ये प्रयोग-विज्ञानम्**” એવું કાલિદાસવ્રત જ ગ્રહણ કર્યું છે.

**પ્રો. જાની રતિલાલ જગન્નાથ** (સંસ્કૃત તથા ગુજરાતીના પ્રોફેસર, સામળદાસ કૉલેજ, ભાવનગર.)

He has evidently combined in his volumes on “Sāhitya-kalā” and “Kāvya-kalā” intense intellectual effort with intense artistic sincerity, with the result that his two volumes constitute the last word in constructive literary criticism in Gujarati.

**“Princely India”**

'લેન્ડોરના કાલ્પનિક સંવાદો', 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', 'મહાભારતની સમાલોચના' વગેરે મનનીય અને રસપ્રદ ગ્રન્થો એમણે લખ્યા છે. પરન્તુ 'સાહિત્યકળા' અને 'કાવ્યકળા' એમની પ્રતિષ્ઠામાં અમૂલ્ય વધારો કરે છે...નવરાશની પળોનો ઉપયોગ કરવા પૂરતો સાહિત્યધર્મ એમણે સ્વીકાર્યો નથી; એમના રુધિરમાં સાહિત્યરસ–કાવ્યરસ–કલારસ સ્વાભાવિક બનીને ભળી ગયો છે. વૃદ્ધાવસ્થામાં પણ એમનો રસપ્રવાહ સૂકાયો નથી. જીવનભર એકસરખો રસ જાળવી રાખનાર આત્માઓ વિરલ હોય છે. એમના જેવા આજીવન સાહિત્યરસિક પાસે, એમને કલમની શક્તિ વરેલી છે તો, વધારે સાહિત્યસેવાની આશા રાખીએ તો આપણો એ લોભ તિરસ્કારને પાત્ર તો નહીં જ ઠરે.

શ્રી. ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ (પ્રતાપ)

I heartily congratulate you for these solid pieces of criticism. You have shown the capacity of Gujarati language to express literary and artistic values. Surely the book will be a landmark and guidepost to other workers in the field. I cannot but appreciate your wide reading in English literature.

પ્રો. એસ. એમ. વાડિયા
(અંગ્રેજીના પ્રોફેસર, વડોદરા કૉલેજ)

લેખકનું નામ ગુજરાતી સાહિત્યમાં વિદ્વાન વિવેચક તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓ વિદ્વાન હોવા ઉપરાંત તેમનામાં ભારોભાર રસિકતા અને સુજનતા ભરેલી છે તે તેમની કૃતિઓમાં સ્પષ્ટ દેખાય છે.

"ગુજરાતી"

દરેકે દરેક નિબંધ અતિ રસપ્રદ ને વિચારવા જેવો છે. પ્રો. દવેની લેખિની વિષે વધારે કહેવું તે 'લુહાર વાડે સોય વેચવા જવું'ના જેવું છે. **કુ. યશસ્વિની મહેતા ("દાંડીઓ")**

આ પુસ્તકમાં માત્ર કાવ્યશાસ્ત્રનું પૃથક્કરણ નથી, પણ એમાં લેખકના કવિહૃદયની મીઠી ગંગાનો સ્રાવ છે. આખુંયે પુસ્તક ગદ્યમાં લખેલું છે, પણ એના વહેણનો ધ્વનિ જાણે કાવ્યતરંગના ધ્વનિની માફક કર્ણપટ પર અથડાય છે. **"મુંબઈ સમાચાર"**

પ્રોફેસર સાહેબે આ ગ્રન્થ બહાર પાડી સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે. **"દેશબંધુ"**

કાવ્યકળાના ઘણા લેખો મનનીય છે. તેમાં લેખકનું ઉચ્ચ કોટિનું જ્ઞાન, અંગ્રેજી લેખકો તથા કવિઓ સાથેનો તેમનો ગાઢ સંપર્ક, સંસ્કૃત ગ્રન્થોનું ઊંડું જ્ઞાન, વાચન તથા અધ્યયન, તેમજ માનવહૃદયની ઊંડી લાગણીઓના અનુભવ સ્પષ્ટપણે જણાય છે. કુદરતની પ્રેરણા તથા ઈશ્વર તરફની બક્ષીસ વિના આવા લેખો સ્હેલાઈથી લખી શકાય નહિ. આ પુસ્તકને કૉલેજના અભ્યાસમાં તથા એ પુસ્તકોમાંથી કેટલાક લેખોને મેટ્રિકના ગદ્યપદ્યસંગ્રહમાં અવારનવાર સ્થાન મળે તો તે અયોગ્ય અથવા અસ્થાને નહિ લેખાય.

**શ્રી રમણલાલ છગનલાલ દલાલ**
(બી. એ., એસ. ટી. સી.)

## યુગાન્તરનાં પ્રકાશનો

### નાટકો

નવા યુગની સ્ત્રી
મત્સ્યગંધા અને ગાંગેય
બે નાટકો
પ્રાયશ્ચિત્ત
સંસ્કૃતિ પ્રચાર

### સાહિત્ય

ભાવનાસૃષ્ટિ

### વૈદક

અખૂટ જીવનદોરી

### તત્ત્વજ્ઞાન

ગીતાની વ્યાખ્યા

### ટૂંકી વાર્તાઓ

પાશેર પુણીમાંથી પાદશાહી
વનવનની વેલી

### બાલસાહિત્ય

ફોરમ (ભાગ ૧-૧૨)
અમર મહાજનો

યુગાન્તર કાર્યાલય
ગોપીપુરા · સુરત